# સુંદર અને રસિક.

## અત્યુત્તમ નવલકથા.

આવૃત્તિ ચોથી    પ્રત ૨૦૦૦

લખનાર,

**ગોવિંદલાલ ભોલાભાઇ, ચોકશી**

ઠે. ઢાળની પોળમાં જગાભાઇની પોળ.

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બુકસેલર-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.



અમદાવાદ—પીરમસાના રોજા પાસે—શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ. પોચાભાઇ ચકુભાઇએ છાપી.

સને ૧૯૧૭.

કીંમત આઠ આના.

# સુંદર અને રસિક.



## અત્યુત્તમ નૉવેલ.

આવૃત્તિ ચોથી પ્રત ૨૦૦૦

લખનાર,

**ગોવિંદલાલ બાલાભાઇ ચોકશી.**

ઠે ઢાળની પોળમાં જગાભાઇની પોળ.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બુકસેલર-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ઠે ત્રણ દરવાજા—અમદાવાદ.







અમદાવાદ-પીરમસાના રોજાપાસે—શ્રી સત્ય સાગર પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ. પોચાભાઇ ચકુભાઇએ છાપ્યું.



સને ૧૯૧૭.



કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.

—:o:—

પ્રિય વાંચકવૃંદ અતિ ઉમંગ સાથે આ કલ્પિત સંસારિક વારતા સરળ અને સેહેલી ભાષામાં લખી બાહાર પાડવાને હું આજરોજ નસિબવાન નીવડયો છું કે જેથી સાધારણ જ્ઞાનવાળા અને સ્ત્રી વર્ગ વીગેરે સઘળા મનુષ્યોને સમજવાને હરકત આવે નહિં વળી આ પુસ્તકમાં એક ગૃહસ્થ કુટુંબનો આબેહુબ ચિતાર દર્શાવી લખ્યો છે જેમાં ગૃહસ્થ મનુષ્યે ગુણકાની સંગત કરવાથી તેનું પરીણામ અને ગુણકાની ચાલ અને તેના પ્રેમથી આખર શું ફાયદા અને તેવા ધંધા કરનાર સ્ત્રીઓને આખર પરિણામ શું થાય છે. તે અને સ્ત્રીઓનો પતિ ઉપર કેવો ભાવ અને તેની નીતિની ચાલ અને તેની દ્રઢતા વળી નીચ સંગતના પરીણામ વ્યસન કરનારને તેના પરિણામ વિગેરે અત્યંત વિષયોથી ભરપુરની આ એક આબેહુબ રસ ઉપજાવનારી અને નિતિ વિગેરેની સજ્જડ છાપ બેસાડનારી આ નોવેલ ભરપુર રસથી અને ભરપુર બોધથી લખી બાહાર પાડવામાં આવી છે માટે સુજ્ઞ વાંચકવૃન્દો આ નોવેલમાં કાનોમાત્ર વિગેરે કેટલીક ભુલ્યો થઇ ગયેલી હશે વળી ભાષાની પણ કેટલીક અશુદ્ધિ હશે. માટે તેમાંનો સાર ગ્રહણ કરી લઇ જેમ રેતી ભેગી ખાંડ ભળી ગયેલી હોય છે અને તેમાંથી કીડીઓ જેમ ખાંડ ખાંડ ગ્રહણ કરી લે છે અને રેતી રેતી પડતી મુકે છે તેમ તેના જેવા ઝીણા થઇ જઇ બારીકી રાખી કીડીઓની માફક થઇ જઇ દુરાચાર દુર કરી શ્રેષ્ઠ સારનું ગ્રહણ કરશો અને સેવકને આભારી કરશો અને વાંચ્યા પછી વાંચકવૃન્દને યોગ્ય લાગે તેવા સર્ટીફીકેટો આ દાસને મોકલાવી આપશો વળી આ નોવેલનો પુર્ણ સાર "મણી અને મેના" નામની નોવેલ વાંચવાથી પુરણ સમજાશે માટે તે પણ વાંચવા કૃપા કરશો એજ.

લી૦

દાસનો દાસ.

શેવક,

ગોવિંદલાલ બાલાભાઇ ચોકશી,

ઠે. ઢાળની પોળ-જગાભાઇની પોળ.

અમદાવાદ.

# સુંદર અને રસિક.



## પ્રકરણ ૧ લું.

### કાંતીલાલનો રંભાથી પ્યાર.

ઘણા વર્ષ ઉપર મણીપુરમાં એક કાન્તીલાલ નામના શેઠ હતા. તે પુર મહાન સુખ સંપતીમાં એક રાજા તરીકે શુર વૈભવમાં હતા તેમને એક છોકરી અને બે છોકરા હતા. પરંતુ શેઠની ઉમર ૨૫ વર્ષની હતી તે સમયે શેઠને તે ગામમાં રહેનારી એક રંભા નામની ગુણકા સાથે પ્રેમ બંધાણો હતો. બાદ એક દીવસને સમયે તે ગુ-ણીકા રંભાને ત્યાં શેઠ તેના તારીફ સાંભળી મુલાકાત લેવા ગયા. કાન્તીલાલ પોતાના મકાનેથી નીકળી વીકટોરીઆમાં બેસી તાબડ-તોબ રંભાને ત્યાં વીકટોરીઆ ઉભી રખાવી. તાબડતોબ માળ ઉપર ચઢી ગયા. શેઠના આવ્યા પછી રંભાના મનમાં એક મોટો ભારે વીચાર થઇ પડવા લાગ્યો અને મનમાં વીચાર કરવા લાગી કે આ અક્કલહીણને ખીસ્સાનો તર ઘણા દીવસ થયાં મારી પાસે આવે છે અને એક પાઇ સરખી પણ ખરચતો નથી. વળી મુરખના સરદાર પાસે અખુટ પઇસાનો ભંડાર છે, અને શોખની લાલચ વધારે છે. માટે હઇયાનો ફુટયો મારી જાળમાં જરૂર ફસાસે વળી આ ફોકટીઆ લાલ આવે છે તે હવે ખાખી થઇ જવાની વકીમાં છે હવે આ ખાખી ખોખામાં કાંઇ રહ્યું નથી. પરંતુ આ લીલો સાસ હાથ લાગ્યો છે તેને કેવી રીતે પલાળવો તેનો તેના મન વીશે એક મોટો વીચાર થઇ પડયો હતો. આ રંભાની તહેનાતમાં બે દાસીઓ હતી તેમાંની એકનું નામ ચંપા અને એકનું નામ શામા હતું આ બે દાસીઓ ઘણી ડાહી હુશીઆર ચતુર અને વીશેશમા પઇસા કઢાવનારી ઘણી ચાલાક હતી. શેઠના આવ્યા પછી રંભાએ પોતાની બંને દાસીઓને સાનમાં સમજાવી શેઠને ફોલી ખાવા માટે મોટી ભારે યુકતી રચી હતી. તે ઉપરથી ચંપાએ પોતાની શેઠાણીને અંદરના રૂપમાં જવાનું કહી શેઠને સારી રીતે માન આપી આદર સત્કાર કરી મોટાપમાને

મોટાઇમાં કુતાની લીલો સાસ જોઇ સારૂં માન આપ્યું હતું અને બંને દાસીઓએ મળી બંને બાજુથી ચમર ઢોળવા માંડયા હતા તેથી શેઠ પોતાના મનમાં ફુલણજીની પેઠે ફુલાઇ પોતાના મનમાં વીચાર કરવા લાગ્યા કે .આ ગુણકાને ત્યાં ગમે તેવો મોટો માણસ આવે છે પરંતુ કોઇને આ પ્રમાણે માન મળતું નથી. તે ઉપરથી શેઠે દાશીઓ પ્રત્યે ઉત્સાહથી પુછયું કે તમારા શેઠાણી કયાં છે મારે તેમને મળવું છે આ પ્રમાણેના શેઠના વાકયો સાંભળી ચંપા વીચાર કરી શેઠને ઉડાવવાની ખાતર બોલી શેઠજી અમારા શેઠાણી તમોને ફોકટમાં મળવા નારાજ છે પરંતુ જો કદાચ આપને તેમને મળવુંજ હોય તો ફકત અમારી શેઠાણીનું મુખારવીંદ જોવા સારૂ એક હજાર રૂપીઆ પડશે તે આપવાની જો આપની ખુશી હોય તો તે પ્રમાણે વરતવા અમારા શેઠાણી કબુલ થવાને ખુશી છે આ પ્રમાણે ચંપાના વાકયો સાંભળી. શેઠના મનને એક મોટો વિચાર થઇ પડવા લાગ્યો પરંતુ શેઠના મન વીષે અસલથી એજ નીશ્ચય હતું કે ગમે તે ઉપાય યોજી રંભાની સાથે પ્યાર બાંધવો અને જીન્દગી સફળ કરવી. એ વીચાર શેઠનો અસલથીજ હતો, તેથી ચંપાને પોતાની પાસે બોલાવી મુખ જોવાના એક હજાર રૂપીયા કબુલ કરી રંભાને અંદરની રૂમમાંથી બહાર બોલાવી રંભા સાથે ઘણા પ્રેમથી મુલાકાત લઇ તે દીવસે ફકત એક કલાક રોકાઇ પોતાના ઘર તરફ પોતાની નીચે ઉભેલી વીકટોરીઆમાં બેશી તાબડતોબ રવાના થઇ ગયાં,

કામાન્ધ કાન્તીલાલ પોતાના બંગલે આવી ઠરાવેલી એક હજારની નોટો અને બીજા મોજ શોકમાં વાપરવાની ખાતર રૂપીઆ એક હજારની નોટો મળી કુલ બે હજારની નોટોનું પડીકુ પોતાની તીજોરીમાંથી કાઢી ગજવામાં લઇ કામથી વસ થએલો કાન્તીલાલ તુરતાતુરત એકદમ વીકટોરીયામાં બેસી દગાહીબ્રુ રંભાના મકાન પાસે વીકટોરીયા ઉભી રખાવી એને નીચેથી સાંકળી ઠોકવી શરૂ કરી. તેથી શેઠને આવ્યા જાણી એકદમ ચંપા દાદરની સાંકળ ખોલી શેઠને ઘણા માન પુર્વક મકાનમાં દાખલ કર્યો આ પ્રમાણે શેઠનું રંભા ઉપર અત્યંત દીલ જોઇ રંભા શેઠ આગળ એક દાશીની માફક થઇ ઉભી રહી અને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે આ મુરખનો સરદાર સાદાઇથી પલળે તેમ લાગતું નથી એમ ધારી શેઠને કપટ લાડ લડાવી લુબ્ધ બનાવી દીધા તેથી ભોળો અને ભલો કાન્તીલાલ એકદમ તેની કપટ જાળમાં ફસાઇ ગયો અને પોતાના ગજવામાંથી બે

હજારનું નોટાનું પડીકું કાઢી એકદમ રંભાના હાથમાં મુકી દીધુંઆ સમયે રંભાનો પોસાક આબેહુબ માહાન પટરાણી માફક હતો. સાચા ઝીકનો ભરેલો ચણીયો પોતાના અંગ ઉપર ભભકદાર શોભી રહ્યો હતો કેશરના ટુકડા જેવી ભરેલી કાંચળી પોતાના અંગ ઉપર ચુસ્ત પેહેરી લીધી હતી ઝરીઆનના કામની સાડી પોતાના અંગ ઉપર ઝળકી રહી હતી માથામાં કીમતી અતરો નાંખી લીધાં હતાં અંબોડાપર મણીની તુલ્ય જેવો અમુલ્ય ચાક લગાવી લીધો હતો નાકમાં ખરા મોતીની અમુલ્ય વાળી પેહેરી લીધી હતી હસ્તને વિષે કીમતી બંગડીઓ હીરાજડીત્ર ધારણ કરી હતી જમણા હાથે કીમતી વીંટીઓ શોભી રહી હતી ગળામાં અમુલ્ય હારો શોભી રહ્યા હતાં. પગમાં નવીન ઘાટના અમુલ્ય સાંકળા ઝળકી રહ્યાં હતાં. આ વખતે આ ગુણીકાનો પોશાક ઓછામાં ઓછો એક લાખથી પણ વધારે હતો. આ વખતનો તેનો દેખાવ ચંદ્રમાના તુલ્ય હતો આ વખતે કાન્તીલાલનો પોશાક રંભાના મોં આગળ એક આની પણ નહતો, તેથી શેઠ પોતાના મનમાં હરદમ લજવાઇ જતા હતા અને પોતાના મનમાં તરકવિતરક આવ્યા કરતા હતા કે મારી પાસે અસંખ્ય પઇસો છતાં મારે આવી દુરદશામાં રહી જીન્દગી ગાળવી તેના કરતાં આ રશીલી ગુણકાથી મોજ માણીએ તોજ જીન્દગી સફળ થાય. પરંતુ કરવું કેમ ? મોં જોવાના જેણે મારી પાસે હજાર રૂપિયા લીધા તો હજી આગળ કોણ જાણે શું આપવું પડશે પણ કાંઈ નહિ જે માગશે તે આપીશ પરંતુ તેની સાથે મારે ક્રીડા કરવી એતો ખચીત. પરંતુ આ ગુણીકા મને શું પ્રસન્ન કરશે. શું વાત કરશે શું મોજ કરશે આ વખતે માહરામાં અને તેનામાં લાખ દરજાનો તફાવત છે, આ પ્રમાણે સેઠ વિચાર કરે છે એટલામાં ગુણકા કાન્તીલાલનું ચોકસ નામ ઠામ ઠેકાણું પુછી વાકેફ થઇ અને પોતાના હાથે પાન સોપારી બીડી તઇયાર કરી શેઠને આપી શેઠે રંભાના હાથની બીડી પેહેલ વેહેલી ફક્ત આજેજ ખાધી હતી આ બીડીમાં એટલો તો ચમતકાર હતો કે તેના હાથની ગમે તે માણસ એક બીડી ખાય કે પછી તેના હાથની બીડી ફરી બીજીવાર ખાવાને મન થયા વિના રેહેજ નહિ. આ બીડી કાન્તીલાલે ખાધી કે બીડીમાંને બીડીમાંજ દંગ બની ગયા હતા. અને વિચાર કરવા લાગ્યા કે આ ગુણીકાની સાથે સબંધ કરવો એ ભવિષમાં મારાથી બનવું મુસ્કેલ છે કારણ તેના માગવા કરતાં બમણા રૂપીઆ તો આપી ચુક્યો છતાં હજીતો

મોહો દેખાડી ફકત પાન પટીજ આપી છે હજુ સુધી મારે તેની સાથે બીજો કોઇ પ્રસંગ કે બનાવ બન્યો નથી અને આગળ મારાથી રૂપીઆ ખરચી શકવાના નથી તેમ આ કામ કાંઇ બનવાનું નથી તેમ ફરીથી પઇસા નહિં ખરચું તો ફરીથી તેનું મોહો દેખાવ પણ પામવાના નથી આ પ્રમાણે શેઠ પોતાના મનમાં વિચાર કરે છે એટલે પાસે ઉભેલી રંભાએ શેઠને લાલચમાં નાંખવાનો વિચાર ધારી કહ્યું કે શેઠજી તમારી લાયકી મેં એક સવાલમાં પ્રત્યક્ષ જોઇ લીધી, મેં આપને ફકત મોહો જોવાના એક હજાર રૂપિઆ કહ્યા તો એક હજારને બદલે બે હજાર રૂપિઆ લાવી રજુ કર્યા તેથી આપની લાયકીની મને બરાબર ખાત્રી થઈ ચુકી છે. હું કાંઇ પઇસાની ભુખી નથી. હું તો ફકત માણુસના મન અને ભાવ જોઉં છું આ પ્રમાણેના રંભાના વાકયો સાંભળી શેઠ પોતાના મનમાં ઘણા ખુશી થયા અને વિચાર કર્યો કે હવે આપણી પાસે આ ગુણકા કોઇ વખત રૂપીયા માગવાની નથી અને તેને બીલકુલ રૂપીયાની દરકાર નથી. એતો ફકત માણુસના મનની ભુખી છે માટે આની સાથે પ્રેમ બાંધવાથી આગળ ભવીષમાં સુખની પ્રાપ્તી થશે, આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં ગુણકાએ શેઠનું આપેલું નોટોનું પડીકું લઇ શેઠના હાથમાં મુકી શેઠને કહેવાં લાગી શેઠજી આ રૂપીઆ ફકત મેં આપના પારખાને માટેજ મંગાવ્યા હતા, કે આ માણુસ સાથે લાંબા વખત સુધી પ્યાર નભે તેમ છે કે નહિ ફકત તે જોવા ખાતરજ આપની પાસે રૂપીયા મંગાવી આપને તસ્દી દેવી પડી હતી. પરંતુ હવે મને આપના વિવેની પુરી ખાતરી થાય છે કે આપના જેવા શોખીન ઉમરાવ માણસો પાસેથી મોં જોવાના રૂપીઆ લેવા એ મને તદ્દન ગેરવ્યાજબી લાગે છે માટે આપનું આપેલું નોટોનું પડીકું જેવું ને તેવું આબાદ સંભાળી લેશો અને આપ દરરોજ આવી આ દાશીને આપનું મુખારબીંદ દેખાડી જરૂર મળજો નહિં તો મને આપ વિના બીલકુલ ચેન નહિ પડે. આ શબ્દો સાંભળી શેઠતો પોતાના મનમાં આનંદ પામવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે દુનીયામાં મોટામાં મોટી ગુણકા બીન પૈસે મારી સાથે પ્રેમ જોડવા તૈયાર થઈ છે અને મારી સાથે બંધાય છે તો હવે મને તેની સાથે પ્રેમ બાંધવામાં કાંઇ વાંધો નથી. એમ વિચાર કરે છે એટલામાં રંભા હર્ષથી બોલી પ્રાણ વલભ કેમ વિચાર કરો છો શું મારી પરીક્ષા લેવા પધાર્યા છો જો મને આપ દિવસમાં એક વખત નહિ મળો છો માહારે

આપને મળવા આવવુ પડશે. માટે હું આપને સોગન આપીને કહું છું કે જો આપ મને દીવસમાં એક વખત મોહો ના દેખાડયું તો તમને માહરા પોતાના સોગન છે. આ પ્રમાણેના કાલાવાલાના વચનો સાંભળી શેઠ રંભાને દરરોજ એક વખત મળવુ એમ કહી સામાસામી કોલકરાર નક્કી કર્યા વચન આપ્યા બાદ શેઠ વીકટોરીયામાં બેશી પોતાના ઘર તરફ રવાના થયા.

## પ્રકરણ ૨ બીજું.

## રંભાની પ્રેમજાળની ગોઠવણ.

કાન્તીલાલના ગયા પછી રંભાએ પોતાની દાસીઓને બોલાવી કહ્યું કે આ શેઠ ઘણા પૈસાદાર છે હવે આપણે બીજા કોઇને મકાનમાં દાખલ કરવો એ ઘણું ખોટું છે, કારણ દરરોજ શેઠ માહારી પાસે હવે આવ્યા વિના રહે તેમ નથી, મેં તેને મોહ લાલચ મોટી આપી છે માટે મારો હવે એ વીચાર થાય છે તે આ કમનશીબ અને હઇયના કુટેલને ૭ માસ સુધી ખાનપાન અને ફકત લેહેરજ કરાવવી અને પછી આસ્તેથી તેને વ્યસનને આધીન કરી નાખવો કારણ શેઠ ઘણા કંજુસ છે માટે મધુપાન શીવાય તેનો પતો લાગવો મુશ્કેલ છે માટે તમોને આજથી સખત વરધી આપી મુકુ છુ કે શેઠ આવે એટલે તમારે બંનેએ મળી બંને બાજુથી પંખા અને ચમર ઢોરવા અને ગેલ કરી તેને મોહજાળમાં ફસે તે રીતે કરવું જો કદાચ આપણે મારા ધારવા પ્રમાંણે કરીશુ તો આગળ એજ કંજુસ પોતાની મેળે આપણને ઘણા પઇસા આપશે અને બીન કહે લાવી ખડો થઇ જશે. મુરખાએ એક વખત સુંદનો સ્વાદ ચાખ્યો કે પછી તેને બીજી વખત કહેવાની જરૂર પડશેજ નહી માટે ગમે તે પ્રયત્ન કરી ધીરે ધીરે અને આસ્તે આસ્તે આવેલા ભરમને બરોબર નીચોવી સુકો કરી નાખવો. અને આજથી કોઇ પણ માણસ આપણાં મકાન ઉપર શેઠ શીવાય બીજો આવે નહીં તેવો બરાબર બંદોબસ્ત રાખવો જો કદાચ બીજો કોઈ પણ માણસ આવશે અને શેઠ નજરો નજર જોશે તો આપણી જાળમાં ફસાવવો મુશ્કેલ થઇ પડશે. માટે હવે આ બાબતને માટે પુરતી તજવીજ રાખી બીજાઓને દાખલ કરવા દેવા બીલકુલ બંધ કરવા, કે જેથી ભવીષ્યમાં આગળ સારી પ્રાપ્તી થાય વળી મારા જેવો ફોસલાવનાર પટાવનાર અને ચઢાવનાર આપણા શહેરમાં બીજી કોઇ બી નથી વળી તેના રૂપીઆ તેને પાછા

સોંપી દીધા છે વળી છ માસ સુધી આપણી પાસેથી પઇસા ખરચી તેને પલાળીશું એટલે લાલચનો માર્યો જરૂર સપડાશે; ચંપા જો આ પ્રમાણે કરીશું તો આપણા ઉપર પુરણ વીશવાસ બેસસે અને તેના હૃદયને ખાત્રી થશે કે આ ગુણકા તો પઇસાની લાલચુ નથી. ફક્ત એ તો પ્રેમનીજ ભુખી છે એવી તેના મનને પુરી ખાત્રી થશે માટે મારૂં કહ્યું માની તમારે આજથી ઠરાવેલા ઠરાવ પ્રમાણે કે જેથી પઇસાની વૃદ્ધી થાય.

## પ્રકરણ ૩ જું.

## કાંતીલાલ અને તેના છોકરાં.

રંભાને આપેલા વચન પ્રમાણે કાંતીલાલના રંભાને ત્યાં લગભગ છ માસ સુધી લાગલાગટ જવા માંડયું હતું એક દીવસ શેઠ પ્રાતકાળના સમયમાં પોતાને ઘેર હીંચોળાખાટ ઉપર બેશી પોતાના મનમાં રંભાનાજ તરંગો કર્યા કરે છે હરદમ એના એજ વિચાર આવ્યા કરે છે નફટ ગુણકાને ભોળો કાંતીલાલ એક પળ પણ બીલકુલ વીસરતો નથી અને આખો દીવસ એજ યાદ લાવી એજ તરંગો કર્યા કરે છે કાંતીલાલનું ખાવા પીવામાં કે કોઇપણ ચીજમાં બીલકુલ ધ્યાન રહેતુ નથી અને રંભા શેઠને એક મોહની માફક થઇ પડી છે કાંતીલાલને રંભા શીવાય પોતાના મકાનમાં એક પળ પણ ગમતું નહોતું અને તેમનું ચીત પ્રેમના ચીત ભ્રમવાયાની માફ થયા કરતુ આ પ્રમાણે શેઠને તેમની સ્ત્રી માણેકબાઇએ જોયું તેથી બીચારી આસ્તેથી જઇ પુછવા લાગી પ્રાણનાથ આજ આપનું હૃદય કેમ ઉદાશ લાગે છે શું કાંઇ વેપારમાં ખોટ ગઇ છે ? શું કોઇની સાથે તકરાર થઇ છે ? કાંઇ કોઇની સાથે બોલવું પડયું છે ? શું માહારે વાંકતો નથી પડયો ? પ્રાણનાથ મને કહો કે આપ આજ કેમ ઉદાશમાં દેખાઓ છો આપને દીલગીર જોઇ માહારાં રૂવાં ઉભાં થઇ જાય છે પ્રાણનાથ આપને ઉદાસ રહેવાનું શું કારણ છે અત્યાર સુધીમાં મેં કોઇ દિવસ આપને ઉદાસ ચહેરે જોયા નથી અને હાલ સુધી કાંઇ સુખમાં ખામી આવી નથી. પૈસો ટકો છોકરાં છૈયાં વાડી વસ્તાર વિગેરે અથાગ વૈભવ આપના હાથ નીચે થયા કરે છે દાશ દાસીઓ નોકરો ચાકરો સીપાઇઓ અને બાગબગીચા બંગલા વાડીઓ વસ્ત્ર ઘરાણું હીરા માણેક મોતી જવાહીર વીગેરે કોઇ ચીજની પ્રભુએ આપણને ખામી આપી નથી. તમારા પિતાજીએ ઘણું ધન એકઠું કરી તમારે માટે રાખ્યું છે વળી પરમેશ્વરે આપણને પૈસાની

સાથે બાળબચ્ચાંનું સુખ પણ સારૂં આપ્યું છે છતાં પ્રાણનાથ આ-પને કઇ તરફનું દુખ છે ? શાથી ચીન્તામાં બેઠા છો ] પ્રાણનાથ જરા તો કહો. આ પ્રમાણે માણેકબાઇએ આજીજી કર્યા છતા પણ શેઠ તો મોહોમાથી એક શબ્દ કાઢયા વિના જેમના તેમ વિચારમાંને વીચારમાં હીંચોળાખાટ પર બેસી રહ્યા કાન્તીલાલ શેઠની આ પ્રમાણે ચીન્તાતુર આકૃતિ જોઇ શેઠના નાના નાના ત્રણ છોકરાં શેઠ પાસે હીંચોળાખાટ પર દોડી આવ્યા આ ત્રણ છોકરામાં એક છોકરી અને બે છોકરા હતા છોકરા સૌથી મોટી હતી અને તેની ઉમ્મર આસરે પાંચ વરસની હતી અને તેનું નામ મણી હતું અને બીજા બે છોકરા હતા તેમાં મોહોટો ચાર વરસનો હતો અને નાનો અઢી વરસનો હતો મોહોટનું નામ સુંદર હતું અને નાનાનું નામ રસીક હતું આ ત્રણે છોકરાએ ભાગ્યશાળી હતાં અને નાનાનું નામ ઘણાં વિશાળ હતાં ત્રણે બચ્ચાંઓના નાક અણીદાર અને મોહો ગોળ હતા તેઓના હાથ લાંબાં અને ઢીંચણ સુધી અડે તેવાં હતા. આ ત્રણે બચ્ચાઓનું રૂપ ચંદ્રમાનાં અજવાળા જેવું હતું. તેઓના માથે સેહજ સેહજ ભુરા વાળો હતા. તેઓના ચેહેરો એટલો તો આબેહુબ દેખાવડો હતો કે ત્રણે છોકરાઓ ઘણા શોભીતા અને સુંદર તેમજ રળીઆમણા હતા ત્રણે છોકરાઓ નાનપણથીજ ઘણા હુશીઆર અને ચકોર તેમજ ચાલાક હતાં આ ત્રણે બચ્ચાં ઉપર શેઠનો ભાવઘણો સારો હતો કાન્તીલાલ આ બચ્ચાંઓને જોઇ ઘણો હર્ષ પામતો આ બચ્ચાબાંઓને કાંઇ પણ દુખ થાય કે કાન્તીલાલનો જીવ ઉડી જતો આ ત્રણે બચ્ચાંઓ પોતાના બાપ પાસે દોડી આવી કોઇ ગળે તો કોઇ ખોળામાં તો કોઇ હાથ ઉપર એમ વીંટાઇગયાં હતાંતેમાં મણી અને સુંદર સેજ સેજ સમજતાં હતા. અને રસીક છેક નાહાનો હતો મણીએ પોતાના પીતાજીને ગળે વળગીને પુછ્યું કે પીતાજી તમારૂ મન આજ કેમ ઉદાસ લાગે છે તમે કેમ ગભ-રાયેલા લાગો છો કેમ તમને શું વીપત પડી છે. આ પ્રમાણે મણી-ના વાક્યો સાંભળી કાન્તીલાલ મણીને ધીરેથી સમ નવી કહેવા લાગ્યો બેટા કાંઇ નહીં એતો હું વેપારના બેઠો બેઠો વીચાર કરૂછું ભેગ ભરાસો નહી તમે સર્વે આપણા બાગમાં ફરવા જાઓ એમ કહી નોકરોને બોલાવી ગાડી જોડાવવાનો હુકમ કરી છોકરાંઓને બાગમાં ફરવા મોકલી દીધાં આ પ્રમાણે કાન્તીલાલનો ચેહેરો જોઇ તેમની સ્ત્રીતો વીચાર કરવા લાગી કે જો આ વખતે તેમને હું વધારે કહીશ તો તે માહારાં ઉપર વધારે ગુસ્સે થશે માટે

આ સમયે આ વાત ગળત કરી જવી એજ વધારે સારૂં છે એમ વીચાર ધારી પોતાના પતીને કહેવા લાગી પ્રાણનાથ રસોઇ તૈયાર થવા આવી છે ચાકરે પાણી કાઢી તઇયાર કરયું છે માટે સ્નાનકરી તૈયાર થાઓ ત્યાં સુધીમાં છોકરાઓ પણ ફરી પાછાં આવી જશે માટે પ્રાણનાથ સ્નાન કરવા પધારો આ પ્રમાણે પોતાની સ્ત્રીના વ. ચનો સાંભળી શેઠ હીચોળાખાટ ઉપરથી ઉઠી કપડા બદલી સ્નાન કરી ખટ કર્મ કરી ભોજનગૃહ તરફ જવા લાગ્યા. એટલામાં ત્રણે છોકરાંઓ ફરી આવી પાછાં આવ્યાં શેઠ છોકરાઓને સાથે લઇ ભો જન કરવા બેઠા શેઠાણીએ જાત જાતના શાક તેમજ ભાત ભાતના ભજીયાં બનાવી તૈયાર કરયાં હતાં દાળ પણ અગરત સમાન તયાર વળી જુદી જુદી જાતના પકવાનો પીરસી દીધાં હતાં આ પ્રમાણે શેઠ અને તેમના ત્રણે છોકરાંઓ ભોજન કરી સયન ભુવન તરફ ચાલ્યા નોકરોએ પાન સોપારી ઇલાયચી વીગેરે તઇયાર રાખ્યાં હતાં પાન સોપારી મુખવાસ કર્યા પછી બપોરના વખત હોવાથી બચ્ચાઓને સુ વાડવાનો હુકમ કરી ત્રણે બચ્ચાંઓ સારૂં મશરૂની તળાઇઓ નંખાવી છોકરાંઓને સુવાડી દીધાં બાદ કાન્તીલાલ શેઠ શયનગ્રહમાં પલંગપર બેશી ગુણકાના તુરંગો કરવા લાગ્યા તેનો જીવ ગુણકામાંજ ગુંથાઇ રહયો હતો અને હરદમ એજ વીચાર કરતો.

આહા હા હા હા આ કમબખત શેઠની કેવી દુર દશા થવા બેઠી છે જેમ માંછલાની જાળમાં માંછીઓ માંછલાને ફસાવી દે છે તેમ આ અભાગણી ગુણકા આ ભોળા અને મોજીલા સેઠને મોહ-જાળની ફાંસમાં ફસાવવાથી વકીમાં છે આ વખતે કાન્તીલાલ શેઠની દોલત કમમાંકમ દશ લાખની છે કાન્તીલાલની સ્ત્રી ગાય કરતાં પણ ભોળી અને રૂપમાં ઇંદ્રની અપસરાની માફકની છે તે છતાં પણગાંડો અને અભાગીયો કાન્તીલાલ આ ફાંસની શુળીપર ચઢવાની તઇઆરી-ઓના વીચાર હરદમ લાલ્યા કરે છે સુવા જાય છે પરંતુ ઉંઘ જરા પણ આવતી નથી અને એના એજ તર્કવીતર્ક થયા કરે છે એને ઘેર જઇ કયારે મળું કયારે એ રસીલીના હાથનું પાન મુખવાસકરૂં આના આ વીચારમાં શાયંકાળનો સમય લગ ભગ થવા આવ્યો છે સુર્ય અસ્ત થઇ ગયો છે અજવાળી રાતના ઝગોળ અજવાળાનો થોડો થોડો નીકળવા લાગ્યો તે આકાશનાં તારા એકદમ ખીલી નીકળ્યા છે ચંદ્રમાનું પુરતું અજવાળું નીકળતુ જાય છે એટલામાં દર રોજના નીયમ પ્રમાણે પોતાની વાહાલી અને રસીલી રંભાને મળ-વાને જવા સારૂ ગાડી વાળાને વીકટોરીયા જોડી લાવવા હુકમ

કર્યો. પેહેલા કરતાં કાંન્તીલાલે પોતાના ઠાઠમાં ફેરફાર કરવા સારૂ પોતાનું કબાટ ખોલી અંદરથી બીજો પોશાક કાઢી પોતાના અંગ ઉપર ધારણ કરે છે શેઠનો આ વખતનો પોશાક અને પેહેલાનો પોશાક સરખાવતાં હજારો દરજ્જનો તફાવત પડી રહ્યો છે શેઠ તદન ઠાઠમાઠથી તઇયાર થઇ ગાડીની રાહ જોઇ ઉભા હતા એટલામાં ગાડીવાલો વીકટોરીયા લાવી શેઠ આગળ ખડો થઇ ગયો એટલે કાન્તીલાલ ગાડીમાં બેશી ગુણકાના ઘર તરફ હંકાવવા ગાડીવાળાને હુકમ કરી તાબડતોબ રંભાના મકાન આગળ ઉભી રખાવી.

## પ્રકરણ ૪ થું
## રંભાની પ્રેમજાળ.

સાયંકાળનો સમય થઇ ગયો છે. ચંદરમાનું પુરતું અજવાળુ નીકળી ગયું છે, ચાંદણીઓ ખીલી નીકળી છે એટલામાં રંભા પોતાની દાસીઓને બોલાવીને તેને કેવી રીતે અને ક્યારે અને કયે દીવસે અને શી રીતે મીલાવી માલ કડાવવો તે વીચાર કરે છે એટલામાં એક તરૂણ પુરૂષ નીચેની સાંકળ ઠોકી સાંકળોના અવાજ કરી રહયો છે પ્રીય વાચકો આ તરૂણ પુરૂષ બીજો કોઇ નહી પરંતુ અભાગીયો કાન્તીલાલજ હતો રંભાએ આ પ્રમાણે સાંકળ ખખડાની સાંભળી પોતાની દાશીને એકદમ તાબડતોબ નીચે મોકલી સાંકળ એકદમ ઉપડાવી એટલે કાન્તાલાલ ધબડ ધબડ માળપર ચઢી આવ્યો કાન્તીલાલનો આ પ્રમાણે રોફ જોઇ રંભા પોતાના મનમાં ચકીત બની ગઇ અને પોતાના મનમાં પુરી ખાત્રી થઇ કે હવે આ મુરખાને લેહ બરાબર લાગી છે અને હવે મારી જાળમાં જરૂર ફસાસે એમ વીચાર કરી પાનદાનીયુ પોતાના હાથમાં લઇ શેઠ સાથે કોચ ઉપર બેસી પાનપટી બનાવવી શરૂ કરી અને દાસી પાસે દુધ મંગાવવા હુકમ કર્યો અને કોચ ઉપર બેસી શેઠને ખોટી ખોટી અને ઉપરની મોહોબત બતાવી શેઠને લુબ્ધ બનાવી નાંખ્યો. અને આસ્તેથી ગરીબાઇની માફક કહેવા લાગી. વાહાલા આપના વીના આ દાસીને એક પળ પણ ચેન પડતુ નથી. વાહાલા આજ આપને નીત્ય નીયમ કરતાં આટલી બધી વાર કેમ લાગી મારા મનને મને ઘણી અધીરાઇ મને આવતી હતી. અને આકુળ વ્યાકુળ બની ગઇ હતી પ્રાણનાથ છેવટે આપ ના પધાર્યા હોતતો માહારે કોઇ શાહુકારની સ્ત્રી બની આપની પાસે જરૂર આવવું પડત પરંતુ આપ માહારા સારા ભાગ્યે ઠીક આવી પોચ્યા છો વાહાલા હવે તો આપ ફક્ત

ફેર બે વખત જઈ આખો દીવસ આ દાસીની સાથે રહો, તો હૃદય-માં આનંદ ઉપજે વ્હાલા આપ વીના માહારૂં લોહી બળી જાય છે મનને ચિંતા ઘણી ઉપજે છે પ્રાણનાથ હું કાંઇ પઇસાની દરકાર કર-નારી નથી. હું તો ફક્ત આપના દીલનીજ ભુખી છું માહારે દુનીયા-પર આપના શીવાય સઘળા પુરૂષો ભાઇઓ સમાન છે પ્રાણનાથ મેં તો માહારા અંતઃકરણની સઘળી બીના કહી દીધી પરંતુ પ્રા-ણનાથ આપ મને ચાહોછો કે કેમ મને તો આપનો પ્રેમ માહારા ઉપર જરા કમ લાગે છે વાહાલા જે હોય તે તરત કહી દો વહાલા દરરોજ અહીં આપને આખો દીવસ રહ્યા વીના નહી ચાલે માટે પ્રાણનાથ બોલો શું કહો છો. આ પ્રમાણે રંભાના વાકયો સાંભળી કાન્તીલાલ એકદમ બોલી ઉઠયો પ્રીયા મેં તને પહેલેથીજ વચન આપ્યા છે અને તેની સાથે તમોને ખુલે ખુલ્લું જણાવ્યું છે કે દીવસ કે રાત મળી ફક્ત એક વખત આવી તમોને જરૂર મળી જઇશ. પ્રીયા મહારા ઘર આગળ જો આ પ્રમાણે હકીકત જાણે તો ફરીથી આ મકાન ઉપર આવવાનું મને મુસ્કેલ થઇ પડે. માટે પ્રીયા હું તને વચન આપીને કહું છું કે હું તને મારી ઘરની સ્ત્રી કરતાં વીશેષ ન ગણુતો હોઉં તો મને મારા ત્રણે છોકરાઓના સોગન છે. કહો હવે એથી વધારે ખાત્રી જોઇએ છીએ આ પ્રમાણે કાન્તીલાલના સોગન સાંભળી ખોટો ડોળ દેખાડવા રંભા બોલી હાં હાં હાં હાં હાં વાત કરવામાં સોગન બેસો છો વળી સોગનને શું કરવાના; સોગન શું કામ ખાઇ બેઠા. એ તો હવે મને આપની પુરણ ખાત્રી થાય છે કે આપ કોઇ દીવસ મારાથી જુદાઇ નહીંજ રાખો પ્રાણ-નાથ હું પણ મારા ધરમના સોગન ખાઇને કહું છું કે માહારે તમારા વીના અવર પુરૂષ કરવો નહીં અને માહારે એક પણ જુદાઇ રાખવી કહો હવે બસ છે.

આ પ્રમાણે કોચ ઉપર બેઠા બેઠા બંનેના કોલકરાર થઇ ગયા બાદ દાશી પાસે મંગાવેલું દુધ દાસી લાવી હાજર થઇ કોચ પાસે એક નાની ટેબલ મુકી દીધી તે ઉપર ગ્લાસ અને લાવેલા દુધનું વાસણ મુકી દીધું અને બંને ગ્લાસે ભરી તઇયાર કર્યા બાદ એક ગ્લાસ ઉઠાવી રંભા કાન્તીલાલને આપવા લાગી. કાંતીલાલે તે દુધ પીવા તેને સાફ ચોખ્ખી નાજ પાડી દીધી એટલે રંભાએ તેને કેટલાક પ્રેમ વાકયોથી પલાળી અકલહીણ કાંતીલાલને દુધનો પ્યાલો પાઇ દીધો. બાદ બને જણાએ પાન મુખવાસ કર્યા બાદ થોડીવાર પછી

નાચ મજરો સાંભળવા શેઠે દીલ જણાવ્યું જેથી રંભાએ પોતાની દાસીઓને બોલાવી સુંદર ફેરબો લલકારવા વરધી આપી એટલે ચંપાએ ફેરબો ગાઇ સંભળાવ્યા બાદ બંને દાસીઓએ પગે ઘુઘરા બાંધી એવો તો સરસ નાચ કર્યો કે શેઠતો દીંગજ બની ગયા, અને શેઠના મનને પુરી ખાત્રી થઇ ગઇ કે આવી રસીલી ગુણકા આપણને ફરીથી મળનાર નથી. કેમકે પોતાના પઇસા ખરચી મને પુરો શોખ કરાવે છે અને વળી મારા શીવાય પોતાના મકાનમાં બીજાને દાખલ પણ કરતી નથી માટે આ ગુણકા મારા ધારવા પ્રમાણે સારી સદગુણી ભોળી અને ફકત દીલની ખાતરજ આપ્રમાણે મારી સાથે લીંગ થઇ ગઇ છે વળી મારી સાથે વચને પણ બંધાઇ ચુકી છે આ પ્રમાણે મારી સાથે વરતવા ખુશી છે તો મારે પણ તેનાથી કોઇ ચીજ વધારે ગણવી નહિ આ પ્રમાણે કાંન્તીલાલપોતાના મનને ખાત્રી કરે છે અને થોડીકવારપછી કાંતીલાલ રંભા પાસે રજા માગે છે એટલે રંભા તેમને ખોટા પ્રેમ દેખાડી ભલા અને નીરદોશ શેઠને આબેહુબ મોહજાળમાં પુરણ ફસાવે છે પરંતું રાત્રીના બાર વાગવાનો સમય થઇ જવા આવવાથી શેઠે મહા પ્રયત્ને પોતાની વહાલી ગુણકાની રજા મેળવી અને ઘર તરફ જવા પોતાની વીકટો-રીયામાં બેશી પધારી ગયા આ સઘળી હકીકતથી ગાડીવાળો નીસ-રણીના પગથીઆમાં ઉભો રહી પુરણ માહેત થઇ ગયો હતો.

શેઠના ગયા બાદ રંભા પોતાની દાશીઓની સાથે એકાન્તમાં બેશી વીચાર કરવા લાગી કે શેઠ પહેલે દીવસે આવ્યા હતા ત્યારે પાન ખાતાં શીખ્યા હતા. અને આજ સુધી દુધ પીતા અને નાચ મજરો સાંભળતાં શીખ્યા છે પરંતુ હવે દુધ ખસેડી દારૂની સંગે ચઢાવીશું તોજ આ કંજુસ પાસેથી માલ નીકળશે. નહિ તો માલ ખાવો મુસ્કેલ થઇ પડશે. માટે હવે જ્યારે શેઠ આવશે ત્યારે હું નીત્ય નીયમ પ્રમાણે દુધ અને પાન સોપારી મંગાવીશતેવારે તમારે દુધને ઠેકાણે દારૂ લાવી ખડો કરી દેવો. પછી હુ તેને ગમે તે રસ્તે ફોસલાવી પટાવી યુકતી રચી પાઇ દઇશ. અને પુરા વ્યસને ચઢાવી દઇશ. માટે આ મારા કહેલા વાકયો ધ્યાનમાં રાખી તે પ્રમાણે વરતવામાં ભુલ થાય નહિ. નહી તો વાત મારી જશે. અને બનવા વખત આવશે માટે રમા આ કામ ઘણું ચાલાકીનું છે. ભુલ પડશે અને ચેતી જશે તો હાથથી બાજી જતી રહેશે માટે બરોબર ધ્યાન આપજો કાન્તીલાલ પોતાને ઘેર તાબડતોબ પહોંચી ચુકયોહતો

તેને પણ મારા શીવાય એક પળ પણ ચેન પડતુ નથી. તે આખો દીવસ મનેને મનેજ યાદ કરે છે હવે તેને શોખની લહેજત બરાબર લાગી છે એટલે તે મારી જાળમાં ફસાયા વિના રહેનારજ નથી આ પ્રમાણે રંભાનાં વાક્યો સાંભળી ચંપા અને રમા એકદમ બોલી ઉઠી બાઇ સાહેબ હમારામાં બીલકુલ કસુર નહી આવે અને બતાવેલુ કામ ઘણી ચાલાકીથી કરીશું આ કામને માટે આપ જરા પણવહેમ લાવશો નહિં આપણાં ધારેલા વીચાર પ્રમાણે કામ જરૂર સીદ્ધ થશે.

---

## પ્રકરણ ૫ મું.

### કાંતીલાલનું રંભાથી ખ્વાર થવું.

રંભાને ત્યાંથી નીકળી કાન્તીલાલ તાબડતોબ પોતે ઘેરઆવી પોહેચ્યો અને એકદમ દ્વાર ઉઘડાવી શયન ભુવનમાં દાખલથઇ ગયો અને પલંગપર સુઇ રેહ્યો બીચારાને રંભાની ખોટી પ્રેમ જાળથી આખી રાત બીલકુલ ઉંઘ આવી નહિ અને એ વાત અંતરથી બીલકુલ દુર થતીજ નહી બીચારાને એ દીવસથી આ કુલટાની સાથે સબંધ થયો છે તે દીવસથી પોતાની ગાય જેવી પવિત્ર બઇરીને તો બીલકુલ બોલાવવુંજ મુકી દીધું હતુ કાન્તીલાલને આ આખી રાત જાગ્રતમાંને જાગ્રતમાં તેના તેજ તર્કવીતર્ક થયા કરે છે અને વીચારમાં ને વીચારમાં પ્રાતઃકાળ થવા આવ્યો છે સુર્યના કીરણો ફુટવા લાગ્યાછે સેહેજ સેહેજ ઠંડી હવા લેહેરી રહી છે પાંચ સાડાપાંચ વાગ્યાનો સમય થયો એટલે કાન્તીલાલ શયનમાંથી ઉઠી દાતણ પાંણી કરી ચાહ પી ગાડીવાલાને વીકટોરીયા જોડવાની વરધી કરી એટલે ગાડીવાલા હુકમ થતાની સાથે એકદમ સજ થઇ વિકટોરીયા જોડી શેઠ પાસે લાવી ખડો થઇ ગયો. બાદ શેઠ જો હતો પોશાક પહેરી બચ્ચાં છોકરાંને સાથે લેઇ વિકટોરીયામાં પધારી પોતાના બગીચા તરફ હંકાવવા હુકમ કરી વિકટોરીયાપોતાના બગીચા તરફ હાંકી બગીચા પાસે આવી ખડી રહી. કાન્તીલાલઅને તેના ત્રણ બચ્ચાં સહીત શેઠ બંગલામાં દાખલ થયા બગીચોઘણો વિશાળ શોભીતો અને સુંદર હતો. ઝાડની ઘટાઓ સારી બાઝીરહી હતી. ગુલાબ મોઘરો ચંબેલી જુઇ જાઇ વીગેરે પુષ્પોની સુગંધી મસમસાટ ફેલાઇ રહી હતી આ આખા બાગમાં લીમડાના ઝાડ વીશેષ હતાં બાગમાં ફુવ્વારો ફર ફર છુટી રહયો હતો. ગાંધર્વ લોકો સતાર નરઘાં લઇ શેઠ આગળ સુંદર ગાયનોનાં શોર કરી

રહયા હતા. માળી રકાબીમાં દરેક જાતનાં પુષ્પો ગોઠવીલાવી હાજર થઇ રહયો હતો; ફુલના હાર અને ગોટાઓ માળીએ તે ત્રણેકોકરાંઓના હાથમાં આપી દીધાં હતાં. આ બગીચાની હવા અને પુષ્પોની સુગંધી એટલીતો સરશ હતી કે જાણે બાગમાંથી ગમે તેવા કામ વાળા માણસને, પણ ત્યાંથી દુર જવાનું મન કદી પણ થતુંજ નહિ બચ્ચાઓ ઝાડોની ઘટામાં ફર્યા કરતાં હતાં અને પુષ્પોની સુગંધી લેતા હતા. પરંતુ તે વખતે સવારના સાત વાગ્યાનો સમય થવા આવવાથી વીક્ટોરીયા એકદમ પોતાની પાસે મંગાવી તાબડતોબ પોતાના ઘર તરફ પધારી ગયા. ઘેર આવી પોતાના નીત્ય નીયમ પ્રમાણે ખટકર્મ કરી વહાલી ગુણકાને ત્યાં વખતસર જવાના સબબથી તાબડતોબ જમી લઈ તેની તેજ વીકટોરીયામાં બેસી રંભાને ત્યાં એકદમ આવી પહોંચ્યા અને પલંગપર આવી બીરાજમાન થયો એટલામાં રંભાએ પોતાની દાસી ચંપાને બોલાવી ગોઠવી મુકેલા વીચાર પ્રમાણે હુકમ કર્યા એટલે ચંપાએ પાનસોપારી અને દુધના બદલે દારૂની કોઇ ઉંચી જાતની બાટલી લાવી જે ઠેકાણે રંભા અને શેઠ બેઠા હતા તે ઠેકાણે લાવી રજુ કરી દીધી આ સાહીત્યો જ્યાં ચંપાએ લાવી શેઠ પાસે લાવી રજુ કર્યો એટલે શેઠ બચારા શીશો જોઇ એક દમ ચમકી ઉઠયા. અને દુર ખસવા લાગ્યા અને રંભાને ધીમેથી પુછવા લાગ્યા વાહાલા આ શાની બાટલી છે આ શું છે મને કંઇ સમજ પડતી નથી તેથી મને સમજાવો આ સાંભળી રંભા બોલી વહાલા એ આપના જેવા મોજીલા શોખીલા સજનો માટે પ્રભુએ પેદા કરેલી ચીજ છે. તેનું નામ મધુપાંન છે પ્રાણનાથ ગભરાસો નહિ કેમ ગભરાઓ છો. વધારે ના લ્યો તો થોડું લેજો હું તમને વધારે આપી ગાંડા બનાવવા નથી માગતી પરંતુ આ ચીજ લેવાથી આપની તબીયતમાં કેટલોક સુધારો થશે અને સુસ્તી માત્ર ઉડી જશે અને આંનદ્રુરતીમાં રહેશે. એ સાંભળી શેઠ બોલ્યા વહાલી તું કહેછે એ વાત ખરી છે પરંતુ મેં આ ચીજ કોઇ દીવસ લીધી નથી તેમ મેં નજરે પણ જોઈ નથી તેમ હું નજરે જોવા પણ માગતો પણ નથીમાટેતે તો પરભારી પાછીજ મોકલી દેઆપણને તો નીત્યનાનીયમ પ્રમાણે દુધજ વધારે સારૂ લાગે છે આ લેવાથી લોકોમાં અપકીર્તી વધે છે અને શરીરને પણ ક્ષીણતા કરે છે માટે પ્રીયા નઠારી ચીજલેવી આજથી તમે મને મુકી દો. નહી મુકી દો તો ઉલટું ભવીષમાંનુક-

અને ઇજા પહોંચશે માટે તેતો દુરજ કરી નાંખો આ વાકયો સાંભલી રંભા બોલી પ્રાણનાથ દારૂ જેવી સરસ અને હુશીઆરી આપનારી ચીજ દુનીયાપર બીજી એક પણ નથી. પ્રાણનાથ ફક્ત પરમેશ્વરે પ્યારની ખાતરજ આ ચીજ દુનીયામાં પેદા કીધી છેમાટે લાહાલા ( એમ કહી બુચ ખોલી નાંખી પ્યાલામાં કાઢી )આજેતો આપ આ પ્યાલામાં કાઢયો છે એટલો લ્યો અને આજ લેવાથી શરીરને નુકસાન પોહોચે તો પછી આપ બીલકુલ બંધ કરજો. પરંતુ મારૂં કહ્યું માની આજ તો આપ લ્યોજ છેવટે માહારાલો- હીના સોગન ખાઇને કહું છું કે આજતો લીધા વિના ચાલશેજનહી આ પ્રમાણે રંભાના કેટલાક કાલાવાલા સાંભળીભોળો અને અભાગીઓ શેઠ સાચી પોતાની અને ખરી દેહ વટારવાને આ એક કુલટાન ખોટા ઢોંગી પ્યારમાં ફસાઇ જઈ પોતાની દેહને અને ધન દોલતનેનાશ કરવાનો રસ્તો એકાએક હાથઝાલી લઇ એકદમ મધુનો પ્યાલો મોઢે માંડી દીધો. આહા હા ! હા ! પરમેશ્વર તારી ગતી ન્યારી છે પ્રભુ કામાન્ધ માણસો શુંનથી કરતા પોતાનેઘેર પોતાની સ્ત્રી પરી સમાન છે છતાં આ કુલટાના ખોટા પ્યારમાં ફસાઇ જઇ આ અભાગીઆ પૈસાની નાસ્તી અને દેહની ક્ષીણતા કરવાનો રસ્તો જરા પણ વિલંબ ન કરતાં અંધ બની હાથ લીધો, આ મધુપાન લીધા પછી અભાગીઓ રાત મુકી દઇ દીવસે આવવા લાગ્યો અને કોઇ કોઇ વખત તો આખા દીવસો અને આખા રાતો પણ ત્યાંજ રહેતો અને ભરપુર વ્યસન ઉંપર જઇ પોહોંચ્યો અને વ્યસન શિવાય શેઠને એકપળ પણ ચાલતું નહિ તેથી વ્યસનનેઆધીન થઇ ગયો અને લાજ આબરૂ મર્યાદા મુકી દઇ આખા દીવસો તેને ત્યાં જ રહેવામાંડયું. અનેત્યાંથી ગાડીવાલાનેઘર તરફ જવાને હુકમ કર્યો.

કાન્તીલાલને ત્યાંતેમની સ્ત્રી માણેકબાઇને ગાડીવાન નોકરેતે દીવસે જોયેલી તમામ બીના કહી વાકેફ કરી કહેવા લાગ્યો. બાઇ સાહેબ કાન્તીલાલ ભાઇ તો રંભા ગુણીકા ને ત્યાં જઇ દરરોજખોટા વ્યસનને વાડી દોલતની ખ્વારી કરવા તઇયાર છે વળી આ.જ મેં મારી નજરો નજર પ્રત્યક્ષ જોયું છે અને વ્યસને પુરતીરીતે ચઢી ચુકયા છે માટે બાઇ સાહેબ આ વીશેની આપ પુરતી તજવીજ રાખો શેઠને કોઇ રીતે ગુણકાને ત્યાં જતાં અટકાવવા એ સારી વાત છે નહિતો પસ્તાસે. જાત માણસ આબરૂ એ સર્વની ખરાબી કરશે માટે હરકોઇ પ્રયત્ન કરી તેમને ત્યાં નહિ જવા દેવાની પેરવી કરવી એ વધારે ફાયદાકારક થઇ પડશે. આ હકીકત સાંભળી બી-

ચારી માણેકબાઇ તો ચકીત બની ગઇ અને મનમાં વીચાર કરવા લાગી કે ભોળા પતીને જો હું આ બાબતની વાત પુછીશ તો તે મ્હારા ઉપર એકાએક ગુસ્સે થઇ જશે ને મને તરછોડી નાંખશે અને વળી વધારે બોલીસતો માલ મીલકતને પઇસો ટકા સરવસ લઈ જઇ ત્યાંજ જઇ રહેશે અને આબરૂને માથે પાણી ફેરવાઇજશે માટે ભલા ગાડીવાન તું તેમની સાથે દરરોજ ગાડી જોડી જાય છે માટે દરરોજ ત્યાં શું બને છે ને શું શું કરવાના છે, તે તું મને આવી કહેજે તો તારૂં પરમેશ્વર સારૂં કરશે તે સાંભળી ગાડીવાળો બોલ્યો બાઇ સાહેબ આપની પાસે જવેરાત રોકડ સોનાનારૂપાનાદા-ગીના બંગલા ઘર વીગેરે મળી આશરે દસલાખની મુડીછે. તેમાંથીરૂપીઆ પાંચ લાખનું ઝવેરાત છુપી રીતે છાનું રાખી અમુકઠેકાણે મુકી રાખશો તો તેમોને આગળ જતાં ઘણો ફાયદો થશે માટે મારૂં કહ્યું માનો તો તેમ કરો નહિ તો શેઠ તો તેને કોણ જાણે અરધાંગના બનાવી લીંગ થઇ ગયા છે હવે તો મને પુરી ખાત્રી થાય છે કે શેઠ મીલકતની ખાનાખરાબી કર્યા વિના રહેનાર નથી. વળી આપને બે છોકરા અને એક છોકરી પરણાવવાના બાકીછે માટે મા-હારૂં ગરીબનું કહ્યું માની પાંચ લાખનું ઝવેરાત છુપી રીતે રાખી બચત કરશો તો આપને આગળ ઉપર છોકરાઓ પરણાવતી વખતે કોઇ પણ રીતની મુઝવણ નહિ રહે આ બીના સાંભળી બીચારી શેઠાણી ઘણી દીલગીર થવા લાગી અને શેઠને જોઈ બીચારી રોજ જવાળાની માફક બળતી અને પોતાના મનમાંને મનમાં દુભાતી દુ-ભાતી એક સુકા લાકડાની માફક થઇ જવા લાગી.

એક દીવસ શેઠ ખરે બપોરે ગુણકાને ત્યાં નીકળી પોતાને ઘેર આવી. સારા ભભકાદાર વસ્ત્રો પેહેરી કીમતી ઝવેરાતના દાગીના પોતાના અંગ ઉપર ચઢાવી લઇ આશરે એક લાખ રૂપીયાનો માલ સાથે લેઈ આ અભાગણી ગુણકાને ત્યાં જવા સારૂ ગાડી જોડાવી. ગાડીમાં બેસી એકદમ તાબડતોબ રંભાને ત્યાં આવીપહોંચ્યો આ દારૂ ને કામ કીડા અને મોજશોખના ગુચવણમાં લીંગથઇ ગયો તે વખતે આ અમુલ્ય રત્નોના દાગીનાઅને લાખ રૂપીઆનો બીજો માલ જોઇ રંભાનું મન એકાએક લલચાયું તેથી પોતાના મનમાં વીચાર કરી ચંપાને કહેવા લાગી. આજથી જો આપણે શેઠને ખં-ખેરવા માંડીશું તો તેની સરવે મીલકતના માલીક થવાને વિલંબ નહિ લાગે એમ ધારી રામી પાસે વિશેશ દારૂ મંગાવી બંને જણે

સાથે બેશી પરાંત મધુપાનશેઠને કરાવી ચકચુર બનાવીનાંખ્યો ને તેથી ભોળા દીલનો શેઠીઓ નીશાને આધીન થઇ ગયો તેથી રંભાએ કાન્તીલાલને ધીમેથી કહ્યું પ્રાણાધાર આપણા અંગ ઉપરનાં દાગીના પેહેરવાની આજ માહારી ખુશાલી થઇ છે માટે આજ આપનાજ હાથે મને પહેરાવો. આ પ્રમાણે કાંતિલાલે નીશાની ધુનમાં પોતાના અંગના દાગીના એકદમ ઉતારી રંભાને પેહેરાવી દીધા અને સાથેનો એક લાખનો માલ પણ આપ્યો બાદ રંભાએ નીશાવાન માણસ સમજુ વિશેશ માગણી કરી, જેથી કાન્તીલાલે નિશાની ધુનમાં ને ધુનમાં પ્રેમયુક્ત હા પાડી અને એકદમ શુણકાને પોતાના મકાન તરફ હંકાવી એટલે તાબડતોબ આવી પહોંચી. કાન્તીલાલે રંભાને પોતાના મકાનમાં પોતાની સ્ત્રી ન દેખે તે પ્રમાણે ગુપ્ત રાખી હતી. તીજોરી ખોલી હીરા માણેક મોતીના અમુલ્ય હાર તથા કીમતી ઝવેરાત વિગેરે એક લાખ રૂપીઆનો માલ રંભાને સ્વાધીન કરયો અને પોતાની વિકટોરીયામાં બેસાડી વીદાય કરી.

રંભા પોતાના મકાન ઉપર આવી પોતાની માનીતી દાસીઓ ચંપા તથા રામાને મળી ઘણા હરખથી કહેવા લાગી વહાલી રામા ચંપા આ દાગીના આપણા કબજામાં જાળવીને મુકો. કારણ આ દાગીના કદાચ દેખશે તો વધારે લેવામાં લાલચથી તેને પાછા આપવા પડશે માટે જુકિતબંધ મુકી દઇ બરાબર બંદોબસ્ત કર. આ બીના સાંભળી રામાએ પોતાની શેઠાણીને પોતાનો ખરો વિચાર જણાવ્યો કે બાઇ સાહેબ આપણે કકડે કકડે લેવા કરતાં અભાગીઆ પાસેથી આખી તીજોરી મંગાવી એક વખતે બધો માલ લઇ લઇએ તો પાછળથી આપણે તેને વળગતાં જવાની જરૂર પડે નહિ, અને અક્કલનો ખજાનો પોતાની મેળે બીન બોલાવે હર વખત આવશે અને હાલ તે મોજ મજાહમાં ને મોજ મહજામાં સરવ માલ આપણને આપી પણ દેશે એટલે પાછળથી ફકત બંગલો ને બાગ બગીચોજ રહ્યા તેને માટે તેને ફોસલાવી પટાવી આડુ સમજાવી દસ્તાવેજ પાછળથી કરાવી લઇશું. કેમ બાઇ સાહેબ આ મારી વાત અકલ બરાબર છે કે નહિ તે સાંભળી રંભા બોલી હા રામા તાહારી હુંશીઆરી અકલ અને દાહાપણ બરાબર ચલાવી યુકતી બનાવી છે. માટે તારા કહેના પ્રમાણે જયારે કાન્તીલાલ આવે ત્યારે તુરત તેમને પુરતી લાલચ અને પુરતો શોખ બતાવી સજી લઇએ તો વધારે સુગમ છે કદાચ પાછળથી તેને કોઇ ભમાવનાર મળશે તો તે આપણે પેર

આવવું પણ મુકી દેશે ને આપણું કામ બનવું મુશ્કેલ થઇ પડશે ને મેહેનત નીષ્ફળ જશે માટે મારો બતાવેલો વિચાર કરવો તે મને ઘણું દુરસ્ત લાગે છે આ પ્રમાણે વિચાર કરી બંને દાસીઓને રંભા પોત પોતાને કામે વળગી પડયા.

શેઠે ગુણકાને માલ આપી વિદાય કરયા પછી પોતાના શયનના ઓરડામાં ગુણકા વિશેના પોતાના મનમાં તુરંગો આણી પોતાના મન સાથે વિચાર કર્યો કે આ દશામાં ઘરમાં રહવા કરતાં રંભાને ત્યાં આખો દીવસ રહી મોઝ મજાજ માણવી એજ ઘણું ઉત્તમ છે. સગાંવાહાલાંને સરવને આ ગુણકાનો સબંધ થયા પછી છોડી દીધા હતાં અને હરરોજના નીયમ પ્રમાણે ફરવા જવાનું પણ બીલકુલ તજી દીધું હતું અને ફક્ત ગુણકાના ( બનાવટી) પ્યારમાં અંધ બની ગયો હતો.

ગાડીવાળા નોકરનું કહ્યું ખરૂં માની માણેકબાઇએ પોતાના મન સાથે વિચાર કરી. મુડીમાંથી કાંન્તીલાલથી બીહીને ફક્ત રૂપીઆ એક લાખના ઝવેરાતના દાગીના છુપી રીતે કબજે કરી રાખ્યા. આહ.-હાહા, પ્રભુ ચાકરે મને આ હકીકત ન જણાવી હોત તો આગામી મતી ભીખ માગતા કરી મુકત પરંતુ બીહીને પણ આટલો માલ કબજે રાખ્યો છે તે ઘણું સારૂ કર્યું છે પ્રભુ તું કરે તે ખરૂ છે આટલું કહી બીચારી માણેકબાઇ પોતાના કામે વળગી પડી.

સંજયાકાળ સમય થવા આવ્યો છે સુર્ય અસ્ત થવાની તઇયારી માં છે ઉડતા જનાવરો પોતપેતાના માળાઓ સાંભાળી પોતપોતાના માળામાં જતા રહે છે રાત્રીના સાડાસાત વાગવાનો સમય થવા આવ્યો છે અજવાળી રાતના ઝગોર અજવાળાં ઝળકી રહ્યાં છે આ કાશની ચાંદની ખીલી નીકળીછે ચંદ્રમાંનું પુરતુ અજવાળું ખીલી રહ્યું છે એટલામાં ભરમાએલ કાન્તીલાલ ( કપટી ભરી) રંભાને ત્યાં જવાની તૈયારો કરી પોશાક પહેરી તૈયાર થઇ નોકરોને બોલાવી ગાડી મંગાવી ગાડીમાં બેસી રંભાના મકાન તરફ હાંકવા નોકરને હુકમ કર્યો ગાડી એકાએક રંભાના ઘર આગળ આવી પહોંચી ગાડી આવતી જોઇ માળપર બેઠેલી રંભા. એકદમ ધબડધબડ નીચે માનપુર્વક ( ભોળા ) શેઠને પોતાના માળાપર બોલાવી ગઈ અને ગેલ કરી કહેવા લાગી પ્રાણનાથ પધારો કેમ ગયા પછી કંઇ બીજો બનાવતો નહોતો બન્યો કાંઇ ઘર આગળ આ વાતની જાણ તો નહોતી પડી આ સાંભળી ભોળો અને નીષ્કપટી કાન્તીલાલ બોલ્યો

ના ના પ્રિયા એ વાત તે હું જાણુવા દેઉં પ્રીયા આતો શું માગ્યું હતું પણુ કદાચ પ્રેમની ખાતર મારો પ્રાણુ માગે તો તે પણઆપવા તઇયાર છું તે સાંભળી રંભા બોલી પ્રાણુનાથ તે બાબતની તોમને આપના તરફની તો મને પુરી ખાત્રી છે પરંતુ આપજો એમજ કે-હેતા તો તેને આપને મારી સાથે ખરા દીલથી પ્રીત રાખવી હોયતો બાગ બગીચા બંગલા ઘર વીગેરે રજીસ્ટર ઠરાવી આપો તોહું આપને ખાત્રીથી જાણીશ કે આપનો પ્રેમ મારા ઉપર સાચો છે આ શબ્દો સાંભળી કાંતિલાલ બોલ્યો. વાહ ગાંડી શું તું માહારામાં આટલોવ-હેમ સમજે છે પ્રિયા એવો વહેમ તમારે સ્વપ્ને પણ નલાવવોમકાનો લખી આપું ઘણી ખુશીથી પરંતુ પ્રિયા શું કહોછો તે સાંભળી રંભા પોતાના મનમાં સમજી ગઇ કે દારૂની માગણી કરે છે એમ ધારી તે બોલી પ્રાણુનાથ તે તો હું આપને કહેવાની તઇયારીમાંજ હતી અને આપ એકદમ બોલી ઉઠયા પ્રાણુનાથ મંગાવુંછું એમ કહી રંભાએ દારૂ અને પાન મુખવાસ વીગેરે લાવવાનો હુકમ કર્યો એ-ટલે તુરત ચંપાએ લાવી રજુ કર્યા બાદ રામાને શેઠના બંગલા અને ઘર વીગેરે લખાવી લેવા સારૂ ખત લખનારને તથા જોઇતા સ્ટાંપ લેવા સારૂ મોકલી બાદ થોડા વખતમાં મંગાવેલી ચીજો ઉપરાંત જુદી જુદી જાતનાં અત્તરો ફુલના ગોટાઓ ફુલના હારો વીગેરે લાવી રામાએ રજુ કર્યા છે બાદ ખત લખનારને શી રીતે લખવું તે સમજણ પાડી તાબડતોબ ખત રજીસ્ટર કરાવવાનું સુચવી લ-ખવા કહે છે અને કાન્તીલાલ શેઠ રંભા સાથે મધુપાન અને કામ ક્રીડામાં લુબ્ધ બને છે એટલામાં લખનાર તાબડતોબ રજીસ્ટર ક-રાવી નાખે છે બાદ રંભા કાંતિલાલને કહે છે પ્રાણુ હવે આપણુ બંનેના હૃદય એકજ થઇ ગયાં છે વાહાલા મને આપના વીનાબીલ-કુલ ચેન પડતું નથી પ્રાણુનાથ આજ સુધીમાં મેં ગુણુકાએ થઇને પણુ આટલી આટલી મજાઓ ભોગવી પરંતુ મેં કોઇ માણુસની આપણા જેવી લાયકી મારી જીંદગીમાં જોઈ નથા પરંતું પ્રાણુનાથ મને મારા હૃદયમાં એમ દેહેશત રહે છે કે આપ બાકી રહેલા ત્રણુ લાખ રૂપીઆનો માલ લાવ્યા પછી આપે એ તરફ જવું જ બંધ કરી દો તો ઘણુ સારૂ પ્રાણુનાથ આ માહારા બંગલામાં મોજ સો-ખમાં અને ગંમતમાં દીવસો ગાળીશું આ સાંભળી બુદ્ધિ હિણુ શેઠ બોલ્યો વાહાલી તારા કરતાં માહારે આ દુનીયામાં શું અધિક છે મેં તને એક વખત કહ્યું છે કે તાહારા કરતાં માહારી દેહ પણુ નકામી છે માટે પ્રીયા માહારાથી જેમ બનશે તેમ કહેલો માલ

તાકીદથી લાવીશ તારે બીલકુલ મુઝાવું નહિ પરંતુ વહાલી જા તારા કહેલા વાકયો અને પ્રતિજ્ઞા પાળ જે બાકી રહેલો માલ લાવવાને મને કોઇ પણ જાતનો વાંધો નથી આ સાંભળી ગુણકા બોલી અરે જાઓ તમને એટલો પણ મારો વિશ્વાસ આવતો નથી કે હર વખતે એમજ બોલ્યા કરો છો વળી આપેલા કોલ કાંઇ ફરતા હશે વળી થુંકેલું પાછું મુખમાં લેવાતું હશે માટે પ્રાણનાથ એ બાબતથીતમારે બીલકુલ નીચીંત રહેવું વાહાલા આ કામ તાકીદથી કરશો તો ઠીક થઇ પડશે પાછળથી વળી કોઇ રંગમાં ભંગ કરાવનાર ઉભો થશે તો વીપત આવી નડશે માટે હાલને હાલ જઇ બાકી રહેલો માલ તમામ ઉપાડી લાવી અહી નીચીતથી રહો એટલે પછી કોઇ જાતનો વાંધો આવે નહિ એ સાંભળી શેઠ બોલ્યા—વાહ પ્રીયા હું જાઉછુ અને બાકી રહેલો તમામ માલ લઇનેજ આવુ છું એટલે પછી ત્યાં જવાની જરૂર રહે નહિ એટલું કહી રજા માગી કાંતિલાલ પોતાના ઘર તરફ જવા નીકળ્યો.

રામા ચંપા અને રંભા આ બીના બનવાથી હરખાય છે અને એક એક સામા સામી તાળીઓ લઇ રહ્યા છે એટલામાં રંભા ચંપાને કહે માહારી વાહાલી ચંપા જયાં શેઠ રૂપીઆ લઇ આવે થોડા દીવસ પછી પલંગપરથી ખાંસડાની જગોની ગોઠવણી કરી આપવી કારણ આ માલ લાવ્યા પછી તેની પાસે કાંઇ નહિ રહે ને ફોગટનુ બાર મહીનાનું તેનું ખોરાકી વગેરેનું ખર્ચ આપણે ભોગવવુ પડશે અને એમ કર્યા વીના હઇયા ફુટો અને મુરખનો સરદારઆપ ણો છેડો મુકશે નહિ માટે પઇસા લાવી આપ્યા કે બેડાપાર,

ગુણકાને ત્યાંથી નીકળ્યા પછી શેઠ તુરત પોતાને ગેર તાબડતોબ આવે છે મધરાત્રીનો સમય થઇ જવાથી પોતાના ગરનાં બઇરાં છોકરાંઓ પોતપોતાના ઓરડામાં બારણા બંધ કરી પોઢી ગયા છે પરંતુ થોડા વખતમાં ગાડીવાન બારણું ઉઘડાવ્યું એટલે શેઠ ઘરમાં પોતાના સયન ગૃહમાં (છેલ છેલીવાર) નીંદ્રાવશ થયા.

પ્રાતઃસકાળ ઉદય થયોછે સુર્યનાં કીરણો ફુટવાની તઇયારીમાંછે મરઘડાઓ ચાંચીઆડ કરી રહ્યા છે પરોઢીઆનો સમય થવા આવ્યો છે એટલામાં શેઠ નીદ્રામાંથી ઉઠી બારણાના ઓટલા ઉપર બેસી દાતણ પાણી કરતાં પોતાના મનમાં વિચાર એના એજ રમી રહ્યાછે આખી રાત એના એજ વિચારમાં ઉંઘ આવી નહોતી શી યુકતીથી બાકીના દાગીના લઇ જવા તે સુઝ પડતી નહોતી કહય તીજોરી

નોકર પાસે ઉંચકાવી બહાર કઢાવું ને કદાચ તે જાણી જાયતોમાહારી પુરી ફજેતી અને વળી વહાલી રંભાને મુખ પણ દેખાડવા વખત નહી આવે પણ કાંઇ ફીકર નહિ માહારી મીલકતનો માલીક હું છું મને કોણ કહેનાર છે માહારી મીલકતને હું માહારૂં દીલચાહશે તેમ કરીશ. પરંતુ વાહાલી ગુણકાનેતો ગમે તેમ કરી તીજોરી દાગીના સહીત સોંપવી તકરાર થાયતો ખેર પરંતુ એતો મને કર્યા વીનાનહીજ ચાલે એમ વિચાર કરી એટલા ઉપરથી ઉઠી સ્નાનકરી ઝટપટ જમી લીધું નીત્ય નીયમ પ્રમાણે સ્નાન કરવું પણ તદન ભુલીજ ગયો જમી રહ્યા બાદ તીજોરીવાળા ઓરડામાં જઇ નોકરોને બોલાવી તીજોરી માલ સહીત નોકર પાસે ઉપડાવી બહાર કઢાવી.

આ તીજોરી બહાર કાઢેલી જોઈ માણેકબાઇ ચીડવાઇને બોલી પ્રાણનાથ આ કયાં લઇ જવો ધારો છો આ શું કરવા માંડ્યું છે મને આ પણ જરા પણ સમજણ પડતી નથી શું કોઇને આપી દેવી ધારો છો સર્વ પુંજીને પાકી છીની મુકી દીધી. છતાં પણબાકી રહેલી મીલકતને પણ ફના કરવાને તઇયાર થઇ લઇ જવી ધારોછો તે બીલકુલ મળવાનું નથી અમારો નીરવાહ અમારે શી રીતે કરવો છોકરાં હજી નાના નાના છે આ વહેવાર અને આ સહાયબી પ્રમાણે શું અમારે હવે ભીખ માગવી શું અમારે મરી જવું આ પ્રમાણે માણેકબાઇના વાકયો સાંભળી કાન્તીલાલ રીસ ચઢાવી બોલ્યો બસ; ચુપ મારૂં દીલ ચાહાશે તે પ્રમાણે કરીશ તુ મને કોણ પુછનાર છે તારે મારી વાતમાં બીલકુલ બોલવું નહિ આ મીલકતની માલીક કાંઇ તુ નથી એ મીલકત ખાસ મારા પીતાજીએ મારા માટેજ રાખી છે ને હુંજ વાપરનાર છું તેમાં તું શું મને રોકી રાખવાની છે એ એટલું કહી એક ધક્કો મારી દુર ફેંકી દીધી એટલે બીચારી ધીમેથી તેને કહેવા લાગી પ્રાણનાથ આપની મીલકત છે તે કાંઇ હુ ના કહી શકતી નથી પરંતુ ચાર વરસ રહી આ ત્રણે છોકરાં પરણાવવાં પડશે માટે આ પ્રમાણે કરો તે ઠીક નહી પ્રાણનાથ આપે તો આબરૂને અને ઇજતને માથે પાણી ફેરવી આબરૂને હલકી કરી નાંખી છે. જેવી રીતે આપણી નાતમાં આપણું ઘર સારૂ ગણાતું હતું તેવી રીતે તમોએ તો એથી ઉલટું કરી આબરૂને વગોવી નાંખી છે. પ્રાણનાથ આ તમોને ઘટીત નથી પરંતુ ભવિષનો આગળવીચારકરી પગલાં ભરવાં જોઇએ માટે મારૂં કહ્યું માની ને તેટલેથી બસ કરી બેસી રહી નીતીના મારગે ચાલશો તો જેવી આપની આબરૂ સારી હતી તેજ માફક પાછી ઠેકાણે આવી જશે ને છોકરાંઓ પર-

ણાવતાં વધારે ખરચ નહિ થાય માટે પ્રાણનાથ મારૂં કહ્યું માની તેમ કરશો તો ઠીક થશે આ પ્રમાણે માણેકબાઇનાં વાકયો સાંભળી કાંતિલાલ બોલ્યો બસ ચુપ તું મારી વાતમાં બોલવાને બીલકુલ લાયક નથી તાહારા અને છોકરાઓના નસીબને માટે શું હું જવાબદાર છું? બીલકુલ કહી મને તમારી કોઇની જરા પણ દરકાર નથી એમ કહી એક લાત મારી નોકરોપાસે તીજોરી ઉપડાવી કાન્તીલાલ ચાલતે પગે નીકળી પડયો ગુણકાના ઘર આગળ આવી નોકરો પાસે તીજોરી ઉપડાવી નીચે મુકી રંભાના જીનાની સાંકળ ઠોકી એટલે રંભા એકદમ નીચે આવી સાંકળ ઠોકી એટલે તીજોરી નોકર પાસે ઉપડાવી માળ પર ચઢાવી દીધી અને પોતાની વાહાલી દીલજાન રંભાને સુંપી દીધી આ વખતે રંભાએ કાન્તીલાલને એટલું તો માન આપ્યું હતું કે શેઠને નવી મશરૂની ગાદી ઉપર બેસાડયા અને નાજુક નાજુક ચીજો લાવી શેઠ પાસે મુકી દીધી અને ઘણા આદર સતકારથી માન આપ્યું આ પ્રમાણે શેઠ રંભાનેત્યાં લગભગ તીજોરી લાવ્યા પછી બે માસ સુધી લાગટ ત્યાંને ત્યાંજ રહેતા હતા ખાવું પીવું સુઇ રહેવું વગેરે પોતાના ઘરની માફક ત્યાંજ રાખ્યું હતું અને બઇરી છોકરાં ને તો બીલકુલ વીસરી ગયો હતો અને પોતાનું ઘર માની ત્યાંજ રહેતો હતો તેવામાં એક દીવસ કોઇ એક મુસલમાન પાંચ હજાર રૂપીઆના દાગીના સહીત ગુણકાના માળ ઉપર ધમકારા સહીત ચઢી આવ્યો આ આવેલા મીયાનોભભકો એવો તો સરસ હતો કે કાંન્તીલાલ તે મીયાની એક આનીના ગણ ત્રીમાં પણ નહિ હતો આ આવેલા મીયાને જોઇને અને કાન્તીલાલને ખાલી થએલા જોઇને પોતાના મનમાં વીચાર કરી રંભાએતેનેઆદર સતકાર કરી ગાદી ઉપર બેસાડયા તે જોઇ કાન્તીલાલ પોતાના મનમા વીશમય પામી ગયા ને કહેવા લાગ્યા કે પ્રિયા આજ મારૂ મનઘણ ઉદાશ છે તેથી ચંપા પાસે દારૂ મંગાવી આપે તો ઠીક આ વાકયો સાંભળી રંભા રીસ ચઢાવી બોલી બેવકુફ લુચ્ચા શું બકે છે કોને કહે છે મારા રોયા ઉઠ ગાદી ઉપરથી નીચે ઉતરી મા બેન ઘેર છે કે નહી આ સાંભળી કાંતીલાલ બોલ્યો પ્યારી તું કોને કહે છે કેમ આમ એકાએક મને આમ કહેવા લાગ્યા છો મશ્કરી કરો છો કે શું મારા રોયા હરામખોર પ્યારી કરવી કાંઇ રસ્તામાં પડી નથી ખબરદાર જો હવે બોલીશતો તારી જીભજ ખેંચી કાઢીશ આ રીતે મશ્કરી જેવા સવાલો સમજી બીચારો કાન્તીલાલ બોલ્યો પ્રીયા આમ

નકામો શું કામ બનાવો છો શું હું આ શબ્દો રંભા બોલે છે નાના આ વાક્યો રંભાના હોયજ નહિ શું હું જાણું છું કે સ્વપનામાંછુઆ ખરી વાત છે શું રંભા આ તુંજ કહે છે આ શબ્દો સાંભળીરંભા બોલી બેવકુફ લુચ્ચા મારા મકાનમાંથી એકદમ પસાર થઇજા નહિં તો પોલીસ પાસે પકડાવી દેવો પડશે આ પ્રમાણે રકઝક થતી સાં- ભળી પેલા આવેલા મીયા બોલ્યા પ્રીયા આ કોણ છે ? ક્યાં રહે છે ? શું કામ આવ્યો છે ? એ તમારા મકાન ઉપર ક્યાંથી ? આ સાંભળી રંભા બોલી વાહાલા આ તો એક ગરીબ માણસ છે તે વખાનો માર્યા થોડા દીવસ પર મારી દ્રષ્ટીએ પડયો હતોતેથી તેને મેં નોકર તરીકે રાખી સારૂ સારૂ ખવડાવ્યું અને આજદન સુધીતેને રાખ્યો અને આજ તમને જોઇને રોફ બજાવવાને પ્રીયા કરી બો- લાવે છે કોહો પ્રાણનાથ કહે તેની કેવી બેવકુફાઇ છે જોયું સાહેબ કેવો કેવળ ઘેલો છે જુઓ કોઈ માણસ જુઓ તો કહેશે કે શું આ તેનો રાખેલો હશે કેવી સરમ ભરેલી વાત છે ( કાન્તીલાલ તરફ જોઇને ) માટે બેવકુફ તને ખુલ્લે ખુલ્લુ કહુ છું કે ભાઇ મારેતારૂ બીલકુલ કામ નથી માટે તું તારે હવે બીજે નોકરી કર આ પ્રમાણે રંભાના કઠોર શબ્દો સાભળી કાન્તીલાલ બોલ્યો રાંડ શં- ખણી અભાગણી મેં તને મારી સર્વ મુડી સોંપી પઇસાદાર બનાવી મારી નાત જાત બઇરાં છોકરાં તજી દઈ મોજમજા અને સુખની ખાતર તારી સાથે પ્રેમ બાંધ્યો તેનું આજ પરિણામ રંભા મને તારી બીલકુલ આવી ખબર નહોતી રંભાનું તારૂ વચન યાદ કર રંભા સાથે બેસી બંને જણાએ સામા સામી સોગન ખાધા છે, શું તે સોગનને પણ વેચી ખાધા રંભા તારા આપેલા ખરા વચનને યાદ લાવી આ વગર વસીલાને હેતથી એક ચુમ્મી આપી પ્રેમથી બોલાવ રંભા દસ બાર લાખ રૂપીઆનો માલ અને ઘરબારબંગલા બગાચા વીગેરે તને સાચી જાણી મારા સુખનો ખાતર તને લખી આપી તદન નીરધન બની ગયો છું રંભા તારા દીલની ખાતરમારી પવિત્ર સ્ત્રી અને નીરદોશ બાળકો વીગેરેને તજાવી દઇ તારા ખોટા પ્યારથી જડમુળથી ફસાવી નાંખ્યો પઇસાની ખાતર મને ખોટા ફંદમાં નાંખી પઈસાની ખરાબી કરાવી બઈરી છોકરાંથી વીખુટો પ- ડાવ્યો અનેલાજ આબરૂમાંથી બીલકુલ કઢાવી નાખી રખડતો અને રઝળતો તેમજ પઇસા વગરનો કરી નાંખ્યો માટે રંભા જો મશ્કરી કરતી હોયતો હવે બહુ થઇ ગયું છે મારૂં પારખું તેં ઘણું જોયું

હવે હદ થઇ ગઇ માટે માહારી વહાલી રંભા આ નીર્દોશ પ્યારાને વહાલથી બોલાવ રંભા હજી પણ મને ખાત્રી એમ નથી થતી કે રંભા મને તુચ્છકાર કરશે આ વાકયો સાંભળી રંભા બોલી ચુપ ગધેડા બેવકુફ તું તારા રસ્તે બોલ્યા ચાલ્યા વગર તું તારા રસ્તે ચાલ્યો જા નહિ તો આ એક બુટ અને લાતની સાથે વીદાય થવું પડશે માટે સીધી રીતે તું તારે રસ્તે ચાલ્યો જા મારા મગજને નકામી તસદી ન આપ મને તારી વાત સાંભળવાને જરા પણ ફુરસદ નથી મને તારી વાત બીલકુલ ગમતી નથી મને તારૂં મોં તદન હડકાયા કુતરાની માફક લાગે છે માટે આ છેવટે કહું છું કે જા નહીતો એક લાત મારીશ. (એમ કહી એક લાત મારી નીશરણીએથી ધક્કો મારી જમીનપર ગગડાવી દે છે) એટલે બીચારા કાન્તીલાલને માથામાંથી ભગ ભગ લોહી નીકળે છે રસ્તામાં હજારો લોકોનું ટોળું એકઠું થઇ જાય છે લોકો કાન્તીલાલને જોઇ પોતપોતાના મનમાં વીચાર કરેછે કે આતો કાન્તીલાલ છે તે અહીં કયાંથી એમ વીચાર કરી લોકો એ તેની સારવાર કરી એટલે જરા લોહી નીકળતું બંધ થયું. બીચારા કાન્તીલાલને એકે તરફ જવાની બારી રહી નહિ. છતાં પણ બીચારા બે હાથની મુઠીઓ વારી આબરૂ સાચવતા પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

રંભાને ત્યાં આવેલા મીયાં ભભકો મારી કાન્તીલાલ જ્યાં દરરોજ બેસતો હતો તેજ ગાદીપર બેઠો હતો પ્રીય વાંચકો આ મીયાં કોઇ સાધારણ માણસ નહોતો પરંતુ તેજ શહેરના એક રસાલદારનો દીકરો સુલેમાન નામનો હતો તે પોતાના બાપથી છુપી રીતે ઘરમાંથી હાથ મારી આવ્યો હતો રંભા તથા તેની દાસી રામા તથા ચંપા ત્રણે મળી વીચાર કર્યો કે ખાલી થયેલું ખોખું વચમાંથી ઠીક કાઢી નાંખ્યું વળી આ મીયાં લીલા જણાય ને વળી હાલ તેની પાસે માલ પાણી ઘણાઃ છે માટે માહારી વહાલી રામા ગમે તેમ કરી યુકતી રચી ભોળવી એકદમ કબજ કરી લઇ લુચ્ચાને ગમે તેમ કરી કાન્તીલાલની માફક વલે કરવી એમ કહી રામા પાસે કોઇ ઉંચી જાતનો મધુપાનનો શીશો મંગાવ્યો બાદ પોતે અને બંને દાસીઓ અને આવેલા મીયાં ચારે સાથે મધુપાન કર્યો અને મીયાંભાઇને મોજશોખમાં ફસાવી લીંગ :કરી નાખ્યો એટલે મીઆંભાઇ આ રંભાને ત્યાં દરરોજ આવવા લાગ્યા મીયાંભાઇ દરરોજ રોજ઼માંને રોજ઼માં આવ્યા કરે છે આ પ્રમાણે આવતાં લગભગ મીયાં ભાઇને છ માસ વીતી ગયા છતાં પણ દરરોજ રંભાજ પઇસા ખરચતી પ-

રંતુ મીયાંભાઇના પઇસા ખાવાની વખત આવી નહી ૭ માસ સુધીમાં મીઆની ખાતરમાં રંભાના લગભગ પાનશે રૂપીઆ ઉપડી ગયા તે ઉપરથી એક દીવસ રંભાએ વીચાર કર્યો કે ફીકર નહી મારા રૂપીઆ ખાઈ જનાર છે મીઆં ભાઇને તો એક તડાકાની સાથે ફસાવી નાખુંછું એમ વીચાર કરી પોતાના મતને નીશ્ચય કરી અંદરના ઓરડામાં ચાલી ગઈ.

કાન્તીલાલ માથું ભાગેલું લઇ પોતાને ઘેર આવી એક ઓરડામાં ભરાઇ ગયો કાન્તીલાલનું આ પ્રમાણે માથું ભાગેલું જોયું તેથી માણેકબાઇતો બીચારી એકદમ ફીકરમાં પડી ગઇ ને પોતાના મનમાં ચીંતા કરવા લાગી શું થયું હશે કયાંથી વાગ્યું હસે પુછું પુછું તો ખરી વખતપર મારાપર ગુસ્સેતો નહી થઇ જાય વળી તેમની મુખાકૃતીમાં ઘણો ફેરફાર પડી ગયો છે એ પ્રભુ આ શું બન્યું હશે ક્યાંથી થયું હસે પણ લાવ પુછું તો ખરી લઢશે તો કાંઇ ફીકર નહી એક વખત ખાતરી તો કરી લઉં એમ વીચાર કરી કાન્તીલાલની પાસે જઇ પુછવા લાગી પ્રાણુનાથ આપને આ કયાંથી વાગ્યું છે આપનો ચેહેરો આટલો બધો કેમ ફીકો છે ? લોહી કેમ ઉડીગયું છે પ્રાણુનાથ આપને આ દશામાં જોઇ મારૂં દીલ ભરાઇ આવ્યુંછેપ્રાણુનાથ જે બન્યું હોય તે મને કહો કોઇ પણ રીતની મનમાં શંકા લાવશો નહિં પ્રાણુનાથ આપને વીતેલી હકિકત અથીતી ઈતી સુધી મને કહી સંભળાવો માહારૂ મન ગભરાય છે આ વાકયો માણેકબાઈના સાંભળી કાન્તીલાલ બોલ્યો પ્રીયા શું કરૂં મેં તારૂં કહ્યુ ન માની ખોટા અને ફીતુરી પ્રેમમાં માંછલાની જાળ માફક ફસાઇ જઇપઇસા અને આબરૂનો નાશ કરી બાગ બગીચા બંગલા ઘરબાહાર વીગેરેનો નાશ કરી તથા તાહારા જેવી સદગુણી સ્ત્રીને ત્યાગ કરી ત્યાં મારી વાહાલી દીકરી મણી ત્યાં સુંદર રસીકનો ત્યાગ કરી જગતમાં ખોટા અને ઢોંગી પ્રેમમાં ફસાવનારી રંભા ગુણકાને ત્યાં રહી સઘળું ખોઇ બેઠો વળી વીશેષમાં આબરૂ ઇજતને પણ ડાઘ લગાડી બેઠો અને વળી છેવટના ભાગમાં માથું પણ ભંગાવી બેઠો અને જુતીઓ ખાઇ ઘેર આવવું પડયું પરંતુ પ્રીયા મારા કરમો મનેજ નડયાં છે મને પાપીઆને આ શીક્ષા થઈ છે તે બરાબર થઇ છે પરંતુ મારાં બચ્ચાં છોકરાંનો પણ મેં આગળ વિચાર ન કર્યો અને સર્વ ખોઇ બેઠો.

પ્રીય વાચકો કાન્તીલાલનું આ સઘળું બનાવ બનવાનું કારણ ટુંકમાં ફક્ત એટલુંજ હતું કે કાન્તીલાલના બાપે કાન્તીલાલને સારો વિદ્યાભ્યાસ તથા કેળવણી આપી નહોતી તેજ હતું.

# પ્રકરણ ૬ ઠું.

## કાન્તીલાલનો પશ્ચાતાપ.

મળસકુ પડી ચુક્યું છે સુર્યના કીરણો ફુટવા લાગ્યાંછે સવારના ૭ વાગ્યાનો સમય થવા આવ્યો છે એટલામાં કાન્તીલાલ અને માણેકબાઇ પોતાના ઓરડામાંથી બહાર આવી પોતાના પતીની આગળની ભુલ થઇ ગએલી હોવાથી હુશીઆરીથી હીંમત આપવા બેઠી અને બોલી પ્રાણનાથ આપ જરાપણ ગભરાશો નહિં જે બનાવ બનવાનો હતો તે બની ગયો છે પરતુ શોક કર્યાથી તેમાંનું કાંઇ વળવાનું નથી માટે અંતરથી બીલકુલ શોક દુર કરી નાંખી આપના પીતાજીની જેવી કીરતી જગતમાં ફેલાયલી હતી તેજ માફક પાછી કીરતી મેળવવા કોઇ પણ પ્રયત્ને તજવીજ કરો. આ સાંભળી બેહોશ થયેલો કાન્તીલાલ બોલ્યો પ્રીયા કીરતી શી રીતે મેળવવું સ્થાવર તેમજ જંગમ સર્વ આપી બેઠો અને આ માહારા વહાલાં બચ્ચાઓનો મનમાં બીલકુલ ખ્યાલ કર્યા વીના આડે રસ્તે આપની મીલકત ઉપર છકી જઇ આડે રસ્તે દોરાઇ ગયો કે જેનાંછે. વટે આ પરીણામ આવ્યાં છે મેં કદાચ તે વખતે તાહારૂં કહ્યું માની આ ફોગટ શોખની જાળમાં ફસાવવાની હીંમત ન ધરી હોતતો ભવીષ્યમાં આ વખત ન આવત પ્રીયા મને મારા પીતાજીએ બીલકુલ ગ્નાન કે અભીયાસ કરાવ્યો નહોતો અને કેળવણી પણ આપી ન હોતી તેથી સારા નરસા રસ્તાની બીલકુલ ખબર પડી નહિ અને ફસાઇ પડયો. આ સાંભળી માણેકબાઈ બોલી બધી ચીંતા કોરાણે મુકી હવે દીલગીર થવું બંધ કરો હજી પણ પરમેશ્વરની કૃપા આપણા ઉપર સારી છે પ્રાણનાથ આ રસ્તે આપ જતા હતા તેની દરમીયાનમાં આપણા ગાડી વાલાએ દરરોજ મને આ વીષેની હકીકત જાહેર કરી તે ઉપરથી મેં આપનાથી બીહીને એક લાખ રૂપીઆનો ઝવેરાતનો માલ છોકરાઓની ફીકર જાણી મેં મારી પાસે છાનો સંઘરી રાખ્યો છે માટે તેમાંથી આપણી ચાલતી હતી તેવી દુકાન ફરીથી ચલાવી જેવી આબરૂ હતી તેવી પાછી મેળવો કે જેથા છોકરા સારે ઠેકાણે વરાવવાને બીલકુલ હરકત આવે નહિ આ હકીકત સાંભળી કાન્તીલાલ બોલ્યો મારી વાહાલી ડાહી અને સદગુણી પ્રીયા તને ધન્યવાદ છે તારી ચાતુરીને તારી હુશીઆરીને ધન્ય છે મેં તો તને એક કુતરાની માફક ગણી આ વંઠેલી

અને છોકેલી બદમાશ ગુણકાને ત્યાં ભવનો હીરો ખોઇ બેઠો પરંતુ તેં આ તજવીજ મહારાથી છાની રીતે કરી રાખી છે તેથી તારો ઉપકાર ભુલવાને હવે પછી પરમેશ્વર કોઇ પણ વખત કારણ આપે નહિં પરંતુ બેહેન મણી તથા ભાઇ સુંદર રસીકનો અભ્યાસ શી રીતે ચાલે છે? આ સાંભળી માણેકબાઇ બોલી પ્રાણનાથ તેનો અભ્યાસ કરાવવો શરૂ કર્યો છે હવે તેમનો અભ્યાસ સારો ચાલે છે ને તારે માટે માસ્તરે પણ જુદો રાખ્યો છે રશીક હજુ નાની ઉમરનો છે પરંતુ મણી તથા સુંદર નવનવ દશદશ વરસના થવા આવ્યાં છે માટે હવે તેમના માગણીની તજવીજ કરીએ તો ઘણું સારૂ કારણ હવે તેમની ઉમર બરાબર થવા આવી છે માટે મણી સુંદરને તો હાલ પરણાવ્યા વીના ચાલે તેમ નથી માટે પ્રાણનાથ મારૂં કહ્યું માની હજુ આપ એક વરસ સુધીમાં કીરતી મેળવી જેવી કીરતી હતી તેવી કાયમ કરશો તો ભવીષ્યમાં છોકરાઓને સારે ઠેકાણે વરાવવાને આંચકો ખાવો પડશે નહી આ સાંભળી કાન્તીલાલ બોલ્યો વારૂં પ્રીયા ત્યારે તેમ કરીશું તાહારૂં કહેવું મને બરાબર દુરસ્ત લાગે છે એમ કહી નોકર ઉપર ચીઠી લખી પોતાના જુના ગુમાસ્તાને બોલાવી મંગાવ્યો અને પોતાની જેવી ચાલતી હતી તેવી સરાફની દુકાન કાન્તીલાલે પાછી શરૂ કરી અને ગુમાસ્તાને સર્વ વાતે વાકેફ કરી પેઢીનું કામ તાબડતોબ ધમધોકાર ચલાવવા શરૂ કરવું.

## પ્રકરણ ૭ મુ.

### સુલેમાનને કેદ.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો છે સૂર્ય અસ્ત થઇ ગયો છે. ધીમે ધીમે રાત છવાતી જાય છે અજવાળી ઝગોર રાતનો ચંદ્રમાં ખીલી નીકળ્યો છે વાદળામાં તારા ઝળકી રહ્યા છે એટલામાં રંભા ચંપા અને રામા પોતાના અંદરના ઓરડામાં બેઠા છે ત્યાં સુલેમાન માટે કાન્તીલાલની માફક કરી નાંખવો અને આવે એટલે સર્વ માલ લઇ પોલીસમાં પકડાવી દેવો એવો વીચાર કરી ત્રણેજણા આગળના રૂમમાં આવી બેઠાં અને સુલેમાનની રાહ જોતા હતા એટલાની દરમીયાનમાં સુલેમાન ધડબડ ધડબડ એકાએક એક માળ ઉપર ચઢી આવ્યો સુલેમાનને આવતો જોઇ રંભાએ તેને ઘણા આદર સતકારથી બોલાવી મશરૂની ગાદી ઉપર બેસાડયા અને પોતાની દાસીઓને નાચ કરવાનુ ફરમાવી નાચ કરવો શરૂ

કર્યો બાદ રામા પાસે દારૂ પાન સોપારી મંગાવી સુલેમાનને હદ ઉ-
પરાંત નીશા કરાવી બેભાન બનાવી દીધો. એટલે રંભાએ રામાને
કહ્યું રામા આ મુરખો બેભાન થઇ ગયો છે હવે વિલંબ કર્યા વિના
સર્વ માલ કાઢી લઇ પોલીસને બોલાવી ચોરછે ચોરછે એમ કહી પકડા
વી દઇએ તો ઠીક કેમ રામા આ મારો વિચાર બરાબર છે કે નહીં
એવકુફ ગઢીઆએ આજદીન સુધી માહારા એક હજાર રૂપીઆ ખાધા
છતાં પણ એક પાઇ સરખી પણ કાઢી નથી વળી હાલ દરરોજ
પ્રમાણે તે પાંચ હજારનો માલ સાથે લાવ્યો છે માટે તે તમામ
માલ કાઢી લઇ કપડાં ઉતારી લઇ જુનાં કપડાં પેહેરાવી દો
અને આપણા કબાટમાંથી આપણી પહેરવાની સોનાની વસ્તુ તેના
ગજવામાં મુકી દો એટલે બરાબર સજાને પાત્ર થસે કેમ ચંપા આ
વિચાર બરાબર છે; આ સાંભળી ચંપા બોલી બાઇ સાહેબ આ-
પનો વિચાર ધારેલો બરાબર છે માહારા મનમાં પણ તેજ વીચાર
હતો હું આપને એમજ કેહેવાને ધારતી હતી પરંતુ એટલામાં આ-
પેજ મને કહી દીધું તે સાંભળી બોલી ચંપા વળી મને એક
નવો વિચાર આવ્યો છે કે કદાચ એને જાનથી મારી નાખીએ તો
ઠીક કે નહી તે સાંભળી ચંપા બોલી બાઇ સાહેબ તે કરીએ એ-
તો ઠીક પરંતુ કોઇ જાણી જાય અને લાસ પકડાય તો મુદલ માર્યા
જઇએ માટે તે વીચાર તો મારા ધારવા પ્રમાણે બંધ રાખીએ તો
ઠીક આ શબ્દો સાંભળી સુલેમાનને બેહોશ બનેલો જોઇ સર્વ માલ
અને કપડાં ઉતારી લીધાં અને ફાટેલાં કપડાં પેહેરાવ્યાં અને તેના
ગજવામાં રંભાએ પેહેરાવી સોનાની બે વસ્તુઓ મુકી દીધી અને
રામાને પોલીસને બોલાવવા મોકલી ત્રણે જણા ચોર છે ચોરછે એમ
બુમો પાડવા માંડે છે તેથી ઘણા માણસો એકઠા થઇ જાય છે એ
ટલામાં રામા બે પોલીસ વાળાને બોલાવે છે એટલે પોલીસ-
વાળા ગુણકાની સીપારસથી પંચાતનામુ કરી માલ કબજે લઇ મી-
યાંભાઇને ચાર લાતો મારી બેડીઓ પેહેરાવી લઇ જાય છે એટલે
પોલીસ આગળ થરથરતી જીભે બોલવા માંડ્યું મેહેરબાન હું તો
ફક્ત શોખની ખાતરજ આ મકાનમાં આવ્યો છુ આ ત્રણે મારી
રખેલી ગુણકાઓ છે ( પોતાના કપડા સામુ જોઇને) અરે આ મને
ગંધાતા કપડાં કોણે પેહેરાવ્યાં માહારા કીમતી દાગીના કોણ લઇ ગયું
હાથ રંભા ઉલટો માલ પડાવી લઇ આ કર્મ કરી બેડીઓ પેહેરાવી
રંભા તારા ગુણકાનાં આ લક્ષણ છે રંભા પ્યારનું પરીણામ આજ

આવ્યુ ? રંભા સઘળો માલ લીધો છે છતાં પણ છુટો નહિ ક-રાવો મેં તને આવી કપટી નહોતી ધારી રંભા હું તને ભોળી ભલી તેમજ સદગુણી સમજતો હતો તાહારા ભરૂસાના પ્યારમાં મને આ ફળ આપે છે રંભા માલ ખાધો તો તો છુટકો કર શું તુ છેવટે મારી આબરૂ ઉપર હાથ નાંખવા બેઠી છે રંભા આટલી માહારી આબરૂ સાચવ હું તારો ગુણુ નહિ ભુલુ રંભા હું તને લાખો રૂપીઆ પેદા કરાવીશ રંભા હું એક સારા આબરૂદાર ગ્રહસ્થ રસાલદારનો છોકરો છું રંભા એક વખત માહારી ભુલ માફ કર આ શબ્દો સાંભળી રંભા રીસ ચઢાવી બોલી બેવકુફ ગળે પડુ ચોરી કરવી છે ને આબરૂની બીક રાખવી છે ને માલપુરો ખાવો છે અને ઉલટી રાખેલી ઠરાવી છે ને છુટવાને કોશીશ કરે છે માટે કાળી કોટડીમાં વાસ કરો ત્યાં એ એકાંતમાં તમને ઠીક પડશે ત્યાં તમને પુરો પ્રેમ મળશે કે ફ-રીથી આ પ્રમાણે ચોરી કરવી ભુલી જશે ગધેડા લુચ્ચા ચોર મેહે-નત કરવાની મુકી દઇ મફતમાં ફોકટમાં ખાવાનું તકાવી ચોરીઓ કરવાનાં ધંધા કરો છો તેના કરતા ભીખ માગી પુરૂં કરતા હોતો તમારા ઉપર પરમેશ્વરની મહેરબાની બરાબર રહે પણ કરે શું હરામ ચસકો લાગ્યો એટલે મેહેનત કરવા તો બીલકુલ ગમેજ શાની ચો-રીઓ કરી મફતનું ખાઈ મોજમજા કરવી છે માટે જમાદાર સા-હેબ લુચ્ચા ને મુસકેટાટ બાંધી લઇજાઓ સજાને પાત્ર કરાવો કે જેથી બીજા ગુન્હા ફરીથી કરે નહી આ વચનો સાંભળી સુલેમાન રીસ ચઢાવી બોલ્યો રાંડો ગધેડીઓ કુલટાઓ પેલા બીચારા કા-ન્તીલાલ શેઠના પણ આજ માફક દસ બાર લાખ રૂપીઆના દાગીના અને છેવટમાં બાગબગીચા અને બંગલા ઘરબાર સરવે પટાવી લઇ આબરૂદારના છોકરાને ભીખ માગતો કરી નીસરણીએથી લાત મારી કાઢી મુકયો હતો હાય હું તે વખતે તારા ખોટા ઢોંગના કારણથી કાંઇ પણ ચેત્યો નહી ને તારી જાળમાં ફસાઇ પડયો પણ યાદ રાખજે તારા કપટ તનેજ નડશે કાન્તીલાલ શેઠને હું સારી રીતે ઓળખું છું તે અને હું મળી તારી મઝા શું બનાવીએ છીએ તે તું યાદ રાખજે એટલું કેહે છે એટલામાં સીપાઇઓ તેને બેડીઓ સ-હીત લઈ જાય છે.

## પ્રકરણ ૮ મું.

### કાન્તીલાલના છોકરાઓના લગન.

કાન્તીલાલનો વડો દીકરો ! સુંદર ફર્સ્ટ સ્ટેન્ડરમાં આ દશમા વરશે પાસ થયો હતો મણીએ પણ લેડી સ્કુલમાં રહી સારો અભી-

આસ કર્યો હતો અને અગીઆર વરસની ઉમર સુધીમાં મેટરીક સુધી અભીઆશ કરી બંધ કર્યો હતો મણી શીવવાનું ભરવાનું તેમજ ચિત્રનું કામ સારૂ કરી જાણતી હતી મણી ઉપર તેની મેહેતીઓની મેહેરબાની સારી હતી તેથી તેને દર માસે ભણતાં સુધી સ્કાલરશીપ પાંચ રૂપીઆ મળતા હતાં તેમજ તેની સાથે કેળવણી પણ સારી મળતી હતી મણી ઘણી હુંશીઆર ચંકોર ડાહી તેમજ શાણી અને સદગુણી હતી સુંદરલાલ પણ ભણવામાં ઘણા હુંશીઆર તેમજ નીશાળમાં સઉ છોકરાઓમાં પેહેલો નંબર રાખતો અને દર વરસે પરીક્ષામાં પાસ થતો સર્વ છોકરાઓમાં સુંદરને દર વરસે સારૂં અને ભારે ઇનામ મળતું સુંદર ચકોર શાણો સુલક્ષણો અને કામેલ હતો તેનામાં તેના બાપના જેવી ભેળાઇ અને આડી ચાલની જરા પણ અસર નહોતી વરી રસીક પાંચ છ વરસની નાની ઉમરમાં ગુજરાતી પાંચ છ ચોપડી ભણી પાસ થયો હતો આ છોકરો પણ તેના બંને ભાઇ બેહેન જેવો ડાહ્યો હતો પણ સ્વભાવે જરા તીખો અને ઝાંઝવાળો હતો તેનું પણ ચીત વીદ્યા અભીયાશમાં શરૂ હતું ત્રણે છોકરાંઓમાં કોઇ પણ જાતની જરા પણ ખામી નહોતી.

માણેકબાઇ આ તરફ છોકરાઓને દરરોજ સારી શીખામણ આપતી તેમજ પોતાના પતીને સારે મારગે ચઢાવવાનો હેતુ રાખી માણેકબાઇ કાન્તીલાલને કેહેવા લાગી પ્રાણનાથ આપ આપના પૈસા વધારે દેખી નાનપણમાં નિશાળમાંથી રહેલા ઉઠી ઇંગ્રેજીનું બીલકુલ જ્ઞાન કર્યા વીના વેહેપારમાં પોતાની દુકાનમાં પડી રહ્યા પરંતુ પ્રાણનાથ આપે કોઇ પણ જાતની કેળવણી મેળવી નહીં એથી ભવીસ્યનુ પરીણામ આવી બન્યું છે માટે પ્રાણનાથ. સુંદર રશીકને પુરતો અભીઆસ અને પુરતુ જ્ઞાન કરાવ્યાં શીવાય સ્કુલથી ઉઠાડ માહારી ખુસી નથી વળી વાહાલી; મણી મેટરીકમાં પાસ થઇ છે હવે તેની પરણાવાની ઉમરમાં ફક્ત છ મહીના બાકી છે માટે દીકરી માણસને વધારે ભણાવવા ઉપર બીલકુલ વધારે ધ્યાન આપવું નહિં. કારણ કે તે બરાબર શીખેલી છે અને ઘણી હુંશીઆર થઇ ગઈ છે માટે હવે તેની તરફની તો પરણાવવા વિનાની બીજી ચિંતા કાંઇજ નથી વળી સુંદર રસીકનો અભીઆસ ચાલુ છે વળી માસ્તરોની તેમના ઉપર સારી મહેરબાની છે તેથી તેઓને ધારવા પ્રમાણે પુરતી મદદ મળી શકશે માટે પ્રાણનાથ હવે ચિંતા માત્ર એટલીજ રહી છે કે વાહાલી દીકરી મણી તથા ભાઇ સુંદરના લગ્ન તાબડતોબ કરીએ તો ઠીક માટે હાલને હાલ ગોરને બોલાવી, તેઓની જન્મ પત્રીકા

દેખાડી વીવા કરી લગ્નનો દીવસ નીમીએ કે જેથી મનની ચિંતા પુરી થાય આ સાંભળી કાન્તીલાલ બોલ્યો પ્રીયા તમારી મરજી ગોરને બોલાવાની છે તો હાલને હાલ ગોરને બોલાવી ત્રણે છોકરાઓની જન્મપત્રીકા જોવડાવી વીવાહ કરવાનું નકી કરી બ્રાહ્મણને દક્ષણા આપી જન્મ પત્રીકા જોવડાવા પ્રીયા વાહાલી દીકરી મણી સારૂ વર અને સુંદર સારી કન્યા સોધવા સારૂ આપણા થાણા મુનીમને મોકલો કે ન્યાતમાં તપાસ કરી સોધી લાવે આપ્રમાણે કાન્તીલાલના વાક્યો સાંભળી માણેકબાઇએ પોતાના મુનીમને સર્વ વાતે વાકેફ કરી તપાસ કરવા સારૂ પોતાની ન્યાતમાં મોકલ્યા મુનીમ પુછતા પુછતા મણીને લાયક વરતો આખી ન્યાતમાં એકજ હતો તે છોકરો એ હતો કે કાન્તીલાલના મીત્ર બન્સીલાલનો દીકરો રતીકાન્તી હતો મણી માટે તો આ વર શોધી કહાડયો પરંતુ સુંદર માટે ન્યાતમાં ફક્ત બેજ કન્યાઓ હતાં તેમાં એકસારૂ ભણેલી ગણેલી હુશીયાર ચાલાક અને ગરીબ હતી પરંતુ મણીની પંગતીમાં મળીશકે એવી હતી અને બીજી કન્યા લાયક નહોતી તેથી તે કન્યા પ્રસન કરી તે કન્યા તેમના સબંધ પ્રેમચંદ શેઠની દીકરી તારા હતી આ બાબતોનો તપાસ કરી મુનીમ તુરતા તુરત શેઠને ત્યાં આવી સઘળી હકીકતથી શેઠને વાકેફ કર્યા બાદ મુનીમ સાથે નાળીએર મોકલાવી બન્સીલાલને ત્યાં મણીનુ રતીકાન્ત સાથે માગુ કબુલ રાખવા નાળીએર અને રૂપીઓ ન્યાત રીવાજ મુજબ લઇને આવ્યા કાંતીલાલ શેઠની પાસે આવી મુનીમેં સર્વ હકીકત કહી સંભળાવી બાદ થોડા વખતમાં પ્રેમચંદ શેઠને તાંથી આવેલા માણસને નાળીએર અને રૂપીઓ આપી લગ્નની તૈયારી કરવાનું તેમજ લગ્નના મહુરતનું જોષીઓ પાસે જોવડાવી. દીવસ નકી કરી મણીના લગ્ન એક દીવસ અગાઉ તેમજ સુંદરલાલના લગ્ન એક દીવસ પછી એમ નકી કરી મુનીમ સાથે કહાવી મોકલ્યું કાંતીલાલે પોતાના મનનો આગળનો શોક તદન કાઢી નાંખ્યો અને લગ્નની તૈયારીઓ કરવાની તજવીજમાં રહી જોઇતો સરસામાન મંગાવવા તથા માંડવો બંધાવવા પોતાના ગુમાસ્તાને હુકમ આપ્યો બાદ મુનીમે લગ્નના આઠ દીવસ અગા સર્વ સાહીય તઇયાર રાખી સજ થઇ ગયા.

મુકરર કરેલા દીવસે મણીના સસરા બન્સીલાલ શેઠ ભારે વરઘોડો ચઢાવી ગેડીઓ પાલખીઓ. ગાડીઓ વાજાઓ તાંશાઓ સરણાઇઓ ઢોલો છત્રીઓ વાડી અને દારૂખાનાના ભભકા સાથે ધમધોકાર વરઘોડો બજાર ફેરવી રતિકાન્તને ઘોડાપર બેસાડી, દારૂખાનું છોડતાં છોડતાં કાંતીલાલને ઘેર આવી પહોંચ્યા એટલે કાંતી-

લાલે સાજનને સારો ઉતારો આપ્યો કાંતીલાલે વિશાળ માંડવો આ-શરે સોગજ પહોળો તેમજ સોગજ લાંબો ચોખંડો આગળથી બં-ધાવી તઇયાર રાખ્યો હતો આખા માંડવામાં પાંચસો બતીઓ ઉપ-રાંત વીજળીની સાંધટો ઢાંકી દીધી હતી વરઘોડો ઉતર્યાબાદ રતીકાં-તના બાપે જાનઇયાઓને નાળીએર આપી વીદાય કર્યા બાદ કાંતી-લાલે પોતાની વહાલી દીકરી મણીને ઘણી ઉત્સાહથી ચોરીમાં બેસાડી ઘણા હેતથી કન્યાદાન દીધું બાદ નાતના રીવાજ પ્રમાણે કન્યાને લઈ ધમધોકાર રાત્રીના બાર વાગ્યાના સુમારે રતીકાન્ત તથા મણી તથા બીજી એક કાંતીલાલના સગાની સ્ત્રી મળી ત્રણેને રથમાં બે-સાડયા વાજાં વગડાવતાં પોતાને ઘેર ઘણા હરખથી ગયા.

બીજે દીવસે સુંદરલાલના લગ્નનો સર્વ સાહીત્ય તઈયાર કરી રાખ્યો હતો એટલે રાતરે નવવાગે વરઘોડો ચઢાવી કેટલાક વાજા તેમજ કેટલાક તાંસા તેમજ કેટલાક ઢોલો તેમજ કેટલીક શરણાઇઓ ચારઠો હાથીઓ ઘોડાઓ વીગેરે ભરપુર ભભકાથી ઠાઠ કરી પોતાના દીકરા સુંદરલાલને ઘોડે બેસાડી પાનના બીડાં ચવડાવતાં ચવડાવતાં વરઘોડો આગળ ચલાવવા માંડયો એક કલાકના સમયમાં બજાર ફેરવી વરઘોડો પ્રેમચંદ શેઠના ઘર તરફ જઇ પહોંચ્યો આ વરઘોડા માં દારૂ ખાનાનો એટલો ઠાઠ કર્યો હતો કે આખે રસ્તે એક પળ પણ દારૂખાનું છોડયા શિવાય રહ્યાં નહોતાં વરઘોડો ઉતર્યા પછી પ્રેમચંદ શેઠે પોતાની યથા શકતી પ્રમાણે ઉતારો આપી સાધારણ બતીઓ પોતાના ઘર આગળ ખરી ગોઠવણ સારી કરી હતી બાદ કાંતાલાલે જાનઇઆઓને નાળીએર આપી વીદાય કર્યો બાદ તેમ ન્યાત રીવાજ પ્રમાણે કન્યાને લઇ ધમધોકાર રાત્રે રથ મંગાવી વર-કન્યા અને કન્યાની સાહેલી ત્રણેને રથમાં બેસાડયા બાદ વાજીંતર સાથે તાબડતોબ પોતાને ઘેર આવી પહોંચ્યા.

પ્રીય વાંચકો આ બંને લગ્નમાં કાંતીલાલ શેઠને આશરે પોણોલાખ રૂપીઓ ખરચ થયો હતો.

## પ્રકરણ ૯ મું.

### કાંતીલાલનું મરણ.

એક દીવસ રંભા તથા તેની દાસીઓ એકાન્તમાં બેસી કાંતી-લાલના દસ્તાવેજના આધારે મકાનો કબજે લેવા વીચાર કર્યો અને રંભા કહેવા લાગી વાહાલી ચંપા દસ્તાવેજોના આધારે ઘર અને બાગ બંગલાઓ તાબે લેવા હુકમનામું તાબડતોબ બજાવી ઝટપટ

તાબે લઇ લેવા એમ કહી કોરટમાં જઇ હુકમનામુ બજાવી સીપાઇને સાથે લઇ કાન્તીલાલ શેઠનાં મકાનો વીગેરે તાબે લેવા વારંટ લઇ તાબડતોબ કાન્તીલાલને ત્યાં ગયા બાદ તડાકાની સાથે રંભાએ મકાનો તાબે લીધાં એટલે કાન્તીલાલને મકાનનો કબજો ખાલી કરી તુરતા તુરત બાહાર નીકળી જવા ફરજ પડી અને એકદમ બીજા મકાન ભાડે લઇ તુરતા તુરત બીજે રેહેવા ગયા.

બીચારા કાંતીલાલે રંભાની પાછળ લાખો રૂપીઆ ખરચ્યા છતાં પણ ભોળા અને સાફ દીલના કાંતીલાલને આબરૂ વીનાનો તેમજ પઇસા વીનાનો અને માણસ વીનાનો કરી મુકયો જ્યારે સાહ્યબી હતી ત્યારે કાન્તીલાલની બરાબરી કરનાર આખા શેહેરમાં કોઇ નહોતું પરંતુ કપટની ભરેલી રંભાએ તેને બીચારાને નીરધન અને આબરૂહીણુ કરી નાંખ્યો વળી પડતી ઉપર બીજા તરણુ લાખના દાવા કાન્તીલાલના બાપના લેણદારોએ કરી કાન્તીલાલ ઉપર હુકમનામું મેળવી હુકમનામુ બજાવવા આવ્યા આ બનાવ જોઇ બીચારો કાન્તીલાલ બેહોશ બની ગયો ઘરના કેટલાક મકાનો છતાં પણ બીચારા ભોળા કાન્તીલાલને ભાડે રેહેવા ફરજ પડી પ્રભુ ચડતી પર ચડતી અને પડતી ઉપર પડતી તું એક પળમાં કરી નાંખનાર છે. કાન્તીલાલનો વીચાર પોતાના છોકરાઓને પોતાના જેવા નહી બનાવવા સારૂ જ્ઞાન અને સારી કેળવણી આપવાનો વિશેષ હતો પરંતુ પડતી આવવાથી બીચારા કાન્તીલાલને એકે તરફની બીલકુલ આશ રહી નહી સદગુણ વાંચકો આ દુઃખો અતીશ કાન્તીલાલપર પડવાથી બીચારો પોતાના શરીરથી ઘટી જઇ તદન નીરબળ અને દુબળો પડી ગયો અને દેવું વધારે થઇ જવાથી ક્ષયરોગ એકદમ તેના શરીરને લાગુ પડયો આ વખતે કાન્તીલાલની ઉમર આશરે પાંત્રીસ છત્રીસ વરસની હતી અને મણીની ઉમર તેર વરસની થઇ હતી. ને સુંદરની ઉમર અગીઆર વરસની થઇ હતી. ને રસીક બીચારો નવ વરસનો પુરો થયો હતો આ ત્રણે છોકરાંઓ કાન્તીલાલને દુઃખી જોઇ પોતાના મનમાં ઘણુ દુઃખ પામતાં હતાં કાંતીલાલનું શરીર દિવસે દીવસે ક્ષીણુ થયા કરતું હતું બીચારા કાન્તીલાલને નાની વય છતાં દુસ્ટ રોગના કારણથી દાક્તરને દીવસમાં બે ત્રણુ વખત બોલાવવા જરૂર પડતી હતી કાંતીલાલ નાની વયમાં છત્રીસ વરસની ઉમરે આ દુસ્ટ ક્ષય રોગથી દેહ છોડી પરલોક ગયા હતા. આ શોકજનક મૃત્યુ નીપજવાથી તેના ત્રણુ છોકરાં અને તેની પવિત્ર સ્ત્રી માણેકબાઇ માથાં કુટી મરવા સરખાં

બની ગયાં હતાં. કાન્તીલાલનું મરણુ નીપજતી વખતે કાન્તીલાલ પોતાના દવા દારૂમાં વાપરતા વધેલા ફક્ત રૂપીઆ પાંચ હજાર મુકી ગુજરી ગયા હતા.

સદગુણુ વાંચકો કાન્તીલાલને આ દેહ નાની ઉમરમાં છોડી પરલોકમાં જવાનું કારણુ માત્ર આ ગુણીકા અને મધુપાનજ હતું અને તેથીજ દેહની દીવસે દીવસે ક્ષીણતા થવા આવી હતી. અને મરણુ નીપજયું હતું.

બીચારી માણેકબાઇને કાંતીલાલના મરણુના તેરમે દીવસે આબરૂના પ્રમાણુમાં આશરે રૂપીઆ એક હજાર નાત ખરચમાં વાપરવા પડયા હતા. શેઠના ગુજરી ગયા પછી છોકરાઓની ફીકરમાં માણેકબાઇ દરરોજ બળી જતી કારણુ બચ્ચાઓને કેળવણી આપવી થોડીવાર અધુરી રહી હતી તેમજ તેઓની કાચી ઉમર અને પઇસાની તંગાસ તેથી છોકરાંઓનું શું થશે તે વિષેના વિચારમાં વિચારી માણેકબાઇને દરરોજ અત્યંત ફીકર થઇ જતી હતી. બીચારી માણેકબાઇને બચ્ચાંઓના સંબંધમાં લાંબી ઉમેદ હતી પરંતુ નફ્ટ રંભાએ તેમને ભીખ માગતાં સત્વર કરી નાખ્યાં હતાં.

હાય પ્રભુ મેં તેમનાથી એક લાખના છુપી રીતે દાગીના નહિ રાખ્યા હોત તો ભવીસ્યમાં અત્યારે કોણુ જાણે શું બની જાત. પરંતુ પ્રભુ તારે અમારૂં નહિ સારૂ ઇચ્છવું હોય એટલે પૈસા અમારી પાસે કેમ રહે. પ્રભુ દુઃખ પર દુખ નાખી અમને સાચાને નીરધન બનાવ્યાં અને કુલટાને તવંગર બનાવી. પ્રભુ છેવટે આ દશાને પહોંચાડયાં પ્રભુ આ દુખો કરતાંમને તું તારી હજુર બોલાવી લે તો દુખના ડુંગરાઓ દેખવા મુદલ જતાજ રહે પ્રભુ જ્યારે ત્યારે અમોને આ દશાને સ્વાધીન કરવા હતા તો પેહેલેથીજ આ દશાને સ્વાધીન રાખવાં હતાં કે સુખ દુખની અમને ખબર પણુ પડત નહિ પરંતુ પ્રભુ તમોએ તો એથી ઉલટું કરી અમોને વધારે દુખ નાખી દરીઆમાં ડુબાડી નાખ્યાં.

રસીક આ પ્રમાણે પોતાની માના વચનો સાંભળ્યાં એટલે પોતાની માને કહેવા લાગ્યો માજી આપણા બાગ બગીચા બંગલા બંધુ કયાં ગયું આ નાના ઘરમાં કેમ રહીએ છીએ મારો સારોસારો પોશાક ગયો. મને કેમ આપતી નથી. બધું કયાં ગયું કેમ નજરે પડતું નથી માજી મારા પીતાજી કયાં ગયા છે કયારે આવશે. ત્યાં કંઇ ગામ ગયા છે મા કેમ બોલતી નથી આ પ્રમાણે પોતાના નાના છોકરા રસીકના વાકયો સાંભળી માણેકબાઇ ડુસકાં લેતાં

લેતાં બોલ્યાં. બેટા બધું આપણી પાશેજ છે. તારા પીતાજી બહાર ગયા છે. માટે થોડીવારમાં આવશે. બેટા ગભરાઇશ નહિ એમ કહી છોકરાને ધીરજ આપી પોતાની છાતી સરસો દાબે છે અને ખુશીમાં રાખી તેને સારૂ સારૂ ખાવાનુ આપે છે એટલે રસીક બહાર રમવા જતો રહે છે બાદ થોડીવાર પછી મોટો છોકરો સુંદર બોલ્યો માજી આવા સંકટો મેં કોઇ દીવસ વેઠયાં નથી માટે જો તું મને રજા આપે તો મારા દાદાની પાસે જેટલું ધન હતું તેથી ચાર ગણું ધન પરદેશ વેઠી કમાઈ લાવું માજી મારી હવે ભણવા બીલકુલ ખુશી નથી બીએ સુધી અભીયાસ મેં કર્યો છે તે બસ છે માજી આપણી પાસે મને ભણાવવાના પઇસા તો શું પરંતુ ખાવાને માટે પણ બીલકુલ સાધન નથી. માટે માજી મારૂં સાચું માની મને ફક્ત થોડા ખરચ જેટલા રૂપીઆ આપી આફ્રીકા મોકલો માજી, હવે હું પુખ્ત ઉમરનો થયો છું માટે ગમે તેમ કરી મને ખરચવાના રૂપીઆ આપો અને આપની આજ્ઞા આપો એટલે આફ્રીકા જવા તઇયાર થાઉં આ પ્રમાણે સુંદરનું બોલવું સાંભળી માણેકબાઇ બોલી બેટા તારી ઉમર હજુ નાની છે હજુ ચઉદ વરસ તો પુરાં થયાંનથી માટે તને મારી છાતી આગળથી કાઢતાં મારી હીમત ચાલતી નથી માટે બેટા ગમે તેટલાં સંકટો પડશે તોપણ હું મારી જાતે દરણું દળી તમારૂ પોષણ કરીશ (આ શબ્દો બોલતી વખતે માણેકબાઇ રડી જાય છે.) વળી તમો બે વરસ રહી પગાર લાવતા થશો, માટે ભાઇ પછી આપણે શું દુખ છે માટે ભાઇ આફ્રીકા જવાની વાત પડતી મુકી અહિંજ રહેશો તો સર્વ સારાં વાનાં છે બેટા સાયબી હતી ત્યારે આપણીજ સાયબી હતી અને પડતી આવી છે ત્યારે ખરેખર આપણીજ પડતી આવી છે માટે બેટા જે પરમેશ્વરે કર્યું તે માથાપર માની લઇ દીવસો ગાળવા. બેટા તારા પીતાજી કોઇ અ-વિચારીને ચોર નથી આપણા ગામમાં રહેનારી રંભા ગુણીકાને ત્યાં ભોળાઇમાને ભોળાઇમાં રૂપીઆ બાર લાખના આશરાનો માલ અને બાગ બગીચા બંગલા સર્વ આપી દીધું. બેટા તેથી આપણી આ સ્થીતી આવી પહોંચી છે માટે દુખ વખતે દુખ ન માનવું અને સુખ વખતે સુખ ન માનવું સવ સરખું ગણી દુનીયામાં રહેવું તો છેવટે પ્રભુ દયાળુ રહે છે.

આ સાંભળી સુંદર ધીમેથી બોલ્યો. માજી તે ક્યાં રહે છે હું તેની સાથે તકરાર કરી આપણા પઇશા વીગેરે પાછા મેળવી લાવુ

માજી મને તેનું ઘર બતાવો તો હું તેને ઘેર જઇ ગમે તેઉપાયકરી આપણુ ધન પાછું મેળવું આ વાકયો સાંભળી મલ્લોકબાઇ બોલી ભાઇ તે તો ઘણી નીચછે તેને ઘેર જવું એ આપણું ભુષણ નથી માટે એ વાત બાજુ પર મુકી દે અને તું તારા અભીયાસનો કેકાંઇબીજા કામનો બંદોબસ્ત કે ભવિષમાં અગાળ દુખ સહેવું મટી જાય.

આ પ્રમાણે માંનું કહેવું સાંભળી સુંદરલાલે જોઈતાં કેટલાંક પુસ્તકો મંગાવી ઘેર બેઠા વકીલનો અભીયાસ કરવો શરૂ કર્યો પરંતુ આવી દુરદશા જેવી સ્થીતી હોવાથી પોતાના મા બેહેન અને નાના ભાઇની ખાતર ફકત પંદર રૂપીઆની કારકુનની નોકરી કરવી શરૂ કરી અને પોતાના નીભાવનું સાધન કર્યું.

સુંદર મોટી બહેન મણીને પોતાના સાસરેથી આણું તેડવા આવ્યું તેથી મણી પોતાના સાસરે ચાલી ગઈ મણીપોતાના સાસરે રહી. પોતાના પતી કાન્તીલાલની સાથે સુખ શાંતીમાં દીવસો ગાળવા લાગી. અને પોતાના મા ભાઇઓની ખબર બીજે ત્રીજે કાઢવાલાગી અને તેઓને જોઇ પોતે પણ બીચારી દીલગીરી થવા લાગતી મણીને પોતાના પતી તરફનું સસાર સુખ સાધારણ રીતે હતું રતીકાંતે નીશાળેથી ઉઠી જઇ તેના બીજા કુછંદી દોસ્તોની સાથેધીરેધીરે ખરાબ રસ્તે પગલા ભરાવા તઇયાર થઇ તે ખરાબદોસ્તોની સાથેવરણશંકરની માફક કરવા માડયું રતાકાન્તી પોતાના મનમાં એમ સમજતો હતો કે માહારા પીતાજીની પાસે પાંચ લાખ રૂપીયાછે માટે વેહેપાર નોકરી કરવાની કાંઇ જરૂર નથી ફકત હું તો ફાંકડો થઈ રોજ ફરવાનો એમ વિચાર ધારી આ કુછંદ દોસ્તનીસાથે રહી આડે રસ્તે ચાલવા માંડયું પ્રીય વાંચકો આ ખરાબ દોસ્ત કોણ હતો તે એક તેની સાથે નાનપણથી ભણનારો અને સાથે ફરનારો એક માથુ ઉરફે કુછંદ નામનો વણીકનો છોકરો હતો.

બીચારા કાંતિલાલના આખા કુટુંબની દશા છેક લાસ બની ગઇ અને ઇશ્વરનો પુરો કરાપ આવી પહોંચ્યો એક દીવસ એવો બનાવ બન્યો કે સુ દરલાલને તેની માએ આફ્રીકાજવાની ના કહેવાથી છુપી રીતે પોતાના ગામથી પઇસા પેદા કરવાની હીંમતધરી પઇસા વીના પગે ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### રંભાના કરણીના ફળ.

રંભા તથા તેની દાસીઓએ સુલેમાન મીયાનેપકડાવી પોલીસમાં મોકલાવ્યા પછી બીન ગુને છ માસની સજા કરાવી રંભા પાસે આ

રીતે પડાવેલું ધન તેની જીંદગીનું સઘળું મળી પચીશ લાખ રૂપીઆ એકઠું કર્યું હતું રંભા ચંપા તથા રમાને ધંધો માત્ર એજ હતો કે પોતાની જાળમાં કરેકોઇને લાવી ફસાવી પટસા હરણ કરી આવેલા માણસની આબરૂને ધોકો પહોંચાડી ફક્ત પઇસાનું ગ્રહણ કરવાનું જાણતી હતી કે એક દીવસના સમાજોગે એક એવો બનાવ બન્યો કે એક પઇસાદારના છોકરાને પોતાના મકાનમાં લાવી ફસાવી દઈ જાનથી મારી નાખી ઘરના પાછલના ભાગની છુટી ગટરમાં શબ ફેંકી દીધું હતું બાદ પોલીસના માણસો એક બીજી ચોરીના કારણસર તપાસવામાં અચાનક આ છીંડી પાસે થઇ પસાર થતા એટલામાં જમાદારની નજરે આ શબ પડવાથી તેને માટે આડોસી પાડોસી સર્વને ત્યાં જઇ તપાસી કરી બાદ પંચાતનામુ કરી લાસને લઇ રંભાના ઘર આગળ લઇ આવ્યા બાદ ગુણકા પાસે આવી વેહેમ આવવાથી શબની પુરતી તજવીજ કરી તો આખરે ગુણકાએ આ મરણ નીપજાવ્યું છે તેવો પુરાવો મળવાથી છોકરો કોણ હતો કોનો છે ક્યાં રહે છે તે તપાસ કરી સબને હોસ્પીતાલમાં યાદી સાથે મોકલાવી દીધું બાદ ગુણકાને ત્યાં પાંચ પોલીસ મુકી જપતી રાખી રંભા તથા તેની બંને માસીઓને જેલમાં દોરી લીધી. બીજે દીવસે ગુણકાના ઘરની જડતી લીધી જડતી લેતાં તેના મકાનમાંથી મરનાર છોકરાના સગાના લખાવ્યા મુજબના દાગીના નીકળ્યા ને તે ઉપરાંત બીજા પચીશ લાખ રૂપીઆનો જવાહીર સીખેનો માલ દાગીના સહીત તમામ મલી આવ્યાં બાદ ત્રીજે દીવસે આ ત્રણે ખુની ગુણકાઓને ન્યાયની કોરમાં ઉભી કરવામાં આવી ફરીયાદી તથા તેમના સગાઓથી ગુણકાઓ ઉપરનો આરોપ સાબીત થયો એટલે ઉપલી કોરટમાં કેશ કમી કર્યા બાદ પંદર દીવસ પછી સદરહુ ગુનેગારોનો કેશ ચાલી. ફરીયાદીની તથા શાક્ષીઓની જુબાનીઓ લઇ ઝડઝરોના અભીપ્રાઓને મલતા થઇ જજસાહેબે એ ત્રણે તોમતદારોને જનમ કાલા પ્રાણીની સજા ફરમાવી એટલે સીપાઇઓ આરોપીને લઇ જેલને સ્વાધીન કરવા લાગ્યા.

પ્રીય વાચકો આ ગુણકા એટલી તો ખરાબ હતી કે કેટલા આબરૂદાર માણસોની ઇજતો તેમજ કેટલાક માણસોના જાન તેમજ કેટલાક માણસોને માર તેમજ કેટલાક માણસોને જેલ વીગેરે હજારો કૃત્યો કરી અણસમજુ અને અકલહીણ પુરૂષોને પોતાની ખોટી પ્રેમજાળમાં લાવી ફસાવી નાંખતી અને સર્વ ધન હરી લેતી અને પો-

તાનું ભલું ઇચ્છતી માત્ર આ સઘળું કાર્ય કરવાનુ પરીણામ તેને આ ખુન કરવાથી છેવટે તેને અને તેની સાથે રહી ખરાબ કામ કરનાર દાસીઓ સુધાંને જન્મ કાળા પાણી મલ્યું હતું તે માત્ર તેની ખોટી નીતીથીજ મલ્યુ હતુ.

---

## પ્રકરણ ૧૧ મું.

### સુંદરલાલનો પ્રદેશ.

સુંદરલાલ ઘરથી ચાલી નીકળી રસ્તા બે ગાઉ ઉપર એક કુવા પાસે બેશી ભાતુ છોડી ખાવા બેશી પાણી પીવા બેઠા બાદ બપોરનો વખત્ત હોવાથી બે કલાક ત્યાંજ સુઇ રહેવાનો વીચાર રાખી શુંદર લાલ તે વખતે પોતાની પાસેનુ ધોતીયું પાથરી સુઈ રહ્યો રહેતાં સાંજના પાંચ વાગી ગયા બીચારો સુંદરલાલ પોતાને ઘેરથી એક માઇલ પણ ચાલી કોઇ વખત બીલકુલ બાહારે નીકળ્યો નહોતો છતાં સમયે સંકટનો માર્યો ના ચાલી નીકળે તો પોતાના દીવસ કેવી રીતે કાઢવા તે વીશે તેના મનને ભારે વીચાર થઇ પડતો હતો પોતાના દેશમાં રહી ફક્ત પંદર રૂપીઆની નોકરી કરવી તેને બીલકુલ દુરસ્ત લાગતી નહોતી સુંદરલાલ આગળ અભીઆસ કરવાનો વીચાર ઘણો રાખતો હતો પરંતુ પોતાની સ્થી જોઇ આગળના દીવસો યાદ લાવીને પોતાના મા ભાઇ બેહેન કોઇને પણ દુઃખના દીવસો ન રહે અને સુખ પ્રાપ્ત થવાના હેતુ થીજ નોકળ્યો હતો સાંજરે પાંચ વાગ્યા પછી સુંદરલાલ ત્યાંથી ઉઠી મોહો સાફ કરી થોડી વારે ત્યાંથા રવાના થવાની તઇયારી કરી ત્યાંથી નીકળી સુંદરલાલ આશરે પાંચેક ગાઉ ચાલ્યો નહોતો એટલામા ભર જંગલમાં તેને એક જોગી એકઠા થયા તે જોગીની સાથે વાતો કરતા કરતા સંધ્યાકાળ સમય સુધીમાં બધુ મલી સાત ગાઉ ચાલી આવ્યા હતા જોગી અને સુંદરલાલ તે રાતે જંગલમાં એકઠા રહયા રાત્રીના સમયે સુંદરલાલે પોતાના ઘરની સઘળી હકીકત જોગી માહારાજને અતિથી પર્યંત સુધી કહી જોગી મહારાજને વાકેફ કર્યાબાદ જોગી માહારાજ અને સુંદરલાલ ત્યાંથી ચાલી એક અઠવાડીઆમાં સો ગાઉ દુર એક મોહોટા રાજ્યમાં આવી પોહોચ્યા સુંદરલાલને જોઇ જોગીરાજ આનંદ પામતા જોગીરાજનો ભાવ સુંદરલાલ ઉપર પુત્ર સમાન હતો સુંદરલાલને પણ જોગીરાજને છોડી બીજે જવું ગમતું ન હોતું સુંદરલાલ જોગીરાજને છોડી બીજે જવું ગમતું ન હોતું સુંદરલાલ

જોગીરાજની સેવા સારી બજાવતો હતો દરરોજ શવારમાં ઉઠી દા-
તણ પાણી કરી સ્નાન કરી શેવા પુજા કરી બાકીનો આખો વખત
જોગીરાજને પરમેશ્વર માફક માની ફકત જોગી રાજજીનીજ શેવામાં
રહેતો સુંદરલાલ જોગીરાજજીને જોઇ ઘણો આનંદ પામતો હતો
કોઇ વખત જોગીરાજજી બહાર જાય કે એક ઓશીઆળીઆ માફક
બેશી રહેતો હતો તો આમ કરતાં જોગીરાજજી સાથે સુંદરલાલ લ-
ગભગ બે મસ રહેલો જોગીરાજજીએ તેનો અભીવાસ અને ચાલાકી
જોઇ તેને આગળ વધારે અભ્યાસ ચાલુ રાખવાનું સુચાતા હતાં.
અને પોતાની પાસે બેસાડી તેને સારો અભ્યાસ કરાવતા હતા આ
સુંદરલાલ ઉપર મહારાજજીને અત્યંત દયા ઉપજી તેથી તે સુંદર-
લાલના માથે હાથ મુકી કહ્યું કે બેટા કોઇ વખત તારું કોઇ ઠેકા-
ણે અપમાન નહિ થાય બેટા તો।, મનમાં તું જે કામ કરવું
ધારીશ તે પાર પડશે જે વખતે સંકટ પડે તે વખતે મને યાદ
કરજે એટલે હું આવી મહારાજ થઇશ એવા મહારાજના વાકયો
સાંભળી સુદર જોગીરાજજીની ડોકે બાઝી પડયો અને કહેવા લાગ્યો
શેઠજી મનેતો આપની સાથેજ રાખો હુતો આપને મુકી વાખુટો ન-
હિ પડુ ગુરૂજી મનેતો આપની સાથેજ રાખો હુતો આ ચાલ્યો ગુ-
રૂજી મહારી પાસે કાંઇપણ જાતનું સાધન નથી માહારી માતા ભાઇ
બેનને બીચારા દુઃખ પામશે ગુરૂજી મને તો આપ બીલકુલ અળગો
ના કરશો મહાર હ્રદય કપાઇ જાય છે ગુરૂજી આપ વિના મને કોઇ
પણ જાતનો આશરો નથી ગુરૂજી આ બાળકને રખડતો મુકી ના
જશો મહારે તો આપની સેવા બજાવી આપનીજ તેહેનાતમાં રહેવું
છે અને આ જગતમાં આપ વિના બીજુ કાંઇ પ્યારું નથી લાગતું
માટે ગુરૂજી આ બાળકને રઝળતો રખડતો મુકી ના જશો.

આ પ્રમાણે સુંદરના વાકયો સાંભળી ગુરૂજી પોતાના મનમાં
વિચાર કરવા લાગ્યા જો કદાચ હું આની પાસે રહીશ તો તે મારો
કેડો મુકશેજ નહિ માટે હાલમાં તેને એક માદળીયું આપુ કે તેની
ચીન્તા રહે એમ ધારી સુંદરને કહેવા લાગ્યા બચ્ચા માહારે બીજા
કામો માટે ગયા વિના ચાલે તેમ નથી માટે બેટા હુતને આ એક
માદલીયુ આપુ છું તે તું તારા હાથે બાંધજે અને જયારે તને સંકટ
પડે ત્યારે મને યાદ કરજે એટલે તુરત આવી ખડો થઇ જઇશ
આ વાકયો સાંભળી સુંદર બોલ્યો ગુરૂજી મને એમ વચન આપો કે દર
મહીને એક વખત તમે જરૂર આવી મલીશ એ પ્રમાણે વચન આપો
આ સાંભરી ગુરૂજી પોતાના મનમાં ને મનમાં વિચાર કરી બોલ્યા

તને આપ્યું છે તે માદલીયું ગુમાવીશ નહીં જો કદાચ ગુમાવીશ તો માહારાથી તને દુર રહીને મળી શકાશે નહિ માટે માદલીયું જીવની માફક માની જાળવી રાખજે નહિં તો પાછળથી પસ્તાવું પડશે લો બચ્ચા અબ મેરેકું બહોત દેર હોતી હવે અબ મે જાતા હું એટલું કહી માદલીયું આપી ગુરૂજી અંતર ધ્યાન થઇ ગયા

પ્રીય વાંચકો આ જોગી મહારાજ કોણ હતા તે માહારે આપને સેહેઇમાં જણાવવા જરૂર છે તે જોગી રાજ બીજા કોઇ નાહ પરંતુ સુંદરની અસલ સ્થીતી કરી આપનાર શ્રી પરમાત્મા હતા પરંતુ ભોળો સુંદર તેમને ઓળખી શકયો નહિ તેથી ગુરૂજી ફકત માદલીયું આપી અદર્શ થઇ ગયા.

જોગીરાજજીના ગયા પછી બીચારો સુદરલાલ ઘણો મુઝવણમાં આવી જતો હતો પરંતુ એક દિવસ સુંદરલાલ ગામના રાજાના મહેલ આગળ જઇ ઉભો અને પેહેરાવાલા સીપાઇને કહેવા લાગ્યો. મેહેરબાન અમારે આપના રાજા સાહેબના તાબામાં રહી નોકરી કરવા માગણી કરવી છે. અને આપના રાજા સાહેબને મલવા મારી ઇચ્છા છે માટે રાજા સાહેબને વરધી આપી આપ મને કહેશો આ પ્રમાણે સુંદરલાલનું કહેવું સાંભળી સીપાઇ ઉપર જઇ રાજા પાસે સુંદરલાલની સઘળી હકીકત કહી સંભળાવી એટલે પરવાનગી મળવાથી સુંદરલાલ પોતાને ઘેરથી ફાટેલા લુગડે નીકળેલો હતો તેજ કપડે રાજા સાહેબ પાસે જઇ સલામ કરી ઉભો રહ્યો અને કહેવા લાગ્યો અન્નદાતાર માહરે આપના નેકી રાજયમાં નોકરી કરવાં ખુશી છે માટે આપ કૃપા કરીને આ દાશને નોકરીમાં રાખવા કૃપા કરસો રાજાજીએ પોતાના મન વિશે વિચાર કરીને પોતાના મનમાં ખ્યાલ કર્યો કે આ છોકરો કોઇ સાધારણ માણસનો ના હોય પરંતુ કોઇ ઉમરાવ ઘરનો છે માટે જોઇએ કયાં સુધી ભણેલો છે જો સારૂ ભણેલો હોય તો ખાલી પડેલી જગ્યા આપી રાખી દઉં એમ વીચાર ધારી બોલ્યા. વારૂ છોકરા તે અભીઆશ કયાંસુધી કર્યો છે. તું કયાં રહે છે તારી શું હકીકત છે તને અહીં કેમ આવવું પડયું છે વગેરે બીના કહી સભળાવ આ પ્રમાણે રાજાના વાકયો સાંભળી સુંદર બોલ્યો હજુર હું મણીપુર નગરનો રહીશ છું હું વણીકનો છોકરો છું માહારા કર્મ નસીબના કારણથી અહીં આવવું પડયું છે મે હાલ બીએ સુધી અભીઆસ કર્યો છે પરંતુ પરતુ કહીને છોકરો અચકી ગયો અને આંખમાંથી ઝળઝળીયા આવવા લાગ્યાં એટલે રાજાએ તેને હીમત આપી કહ્યું છોકરા નીર્ગીત રહે બોલ

પરંતુ શું છે આ પ્રમાણે રાજાના ધીર ભરેલા શબ્દો સાંભળી સુંદર બોલ્યો અન્નદાતાર અમારા ઘરના ઘણા પઇસાદાર હતા. પરંતુ માહારા પીતાજીને અમારા બચપણમાં અમારા શહેરમાં રહેનારી એક રંભા ગુણીકા મળી હતી તેણે અમારા દશબાર લાખનો માલ અને બાગ બગીચા બંગલા ઘર વિગેરે પડાવી લીધું અને અમને દુર દશાને વશ કરી નાંખ્યા અને તેજ કારણથી મહારા પીતાજી પણ ગુજરી ગયાબાદ અમારી માતા અમને દરણું દરી પેટ ભરવું કબુલ કરતી જાણી પઇસા અને આબરૂ મેળવવાની ખાતરથી આપના દેશમાં આવવા જરૂર પડી છે આ પ્રમાણે સુંદરની દીલગીરી ભરેલી હકીકત જાણી રાજાજીએ તેને કહ્યું છોકરા જા તાહારો પગાર આજથી દરમહીને પચીશ રૂપીઆ ચાલુ કરૂં છું માટે માહારે કચેરીમાં આવી કામપર હાજર રહેવું. એ સાંભળી સુંદર બોલ્યો જી હજુર ઘણી સારી વાત ઘણી ખુશીની સાથે સામેલ રહીશ એમ કહી સુંદરલાલ જમી પરવારી રાજા સાહેબના કહેવા મુજબ કચેરીમાં હાજર રહ્યો.

સુંદરલાલ પોતાની નોકરી ઉપર દરરોજ પોતાના અંતઃકરણથી નોકરી બજાવવા લાગ્યો. નોકરી કરતાંકરતાં લગભગ એકમાસ થવા આવ્યો છે એટલામાં એક વખત જોગીરાજ પોતાના વચન પ્રમાણે પુરો માસ થવા આવવાથી સુંદરલાલે પોતાની માટે રાખેલી કોટડી હતી તે કોટડીમાં રાતે બે વાગ્યાના સુમારે સુંદર ભર નીંદ્રામાં સુતો હતો તે વખતે ઓચિન્તા આવી સુંદરલાલને મળી દરશન દઇ સઘળી બીના પુછી વાકેફ થઇ સુંદરલાલના માથે હાથ ફેરવી વીદાય થવા ધારે છે એટલામાં સુંદરલાલ બોલ્યો મહારાજજી માહારા ઘેર માહારા માજી અને એક માહારો નાનોભાઇ તથા એક મારી મોહોટી બેહેન છે પરંતુ તેઓનું શું થયું હશે. તેની મને કાંઇ ખબર નથી તેઓ માહારા વિયોગથી ઝુરાઇ મરતાં હશે અને કલ્પાંત કરી મરત હશે. અને અહીં હું એકલો રહી મુઝાઇ મરૂં છું આ રાજાજી ઘણા કંજુસ છે. પગાર વધારે તેવી મને ખાત્રી થતી નથી માટે બાપજી આ પુત્રનું દુઃખ દુર કરો. તે સાંભળી ગુરૂજી બોલ્યા બેટા તું નીરભયપણે રહે હું. તને વચન પ્રમાણે દરમાસે માદલીયું સાચવીશ ત્યાં સુધી મલવામાં ચુકીશ નહિં બેટા તું જરા પણ ઉદાસમાં રહીશ નહિં પરંતુ માદલીઆની સંભાલ બરાબર રાખજે બેટા જ્યાં જઇશ ત્યાં તને માન મલશે. બેટા તાહારૂં ભાગ્ય ઉઘડવાની હજુ પાંચ વરસની વાર છે. માટે બચ્ચા. ઉતાવળ કર્યાવિના

આજથમાંને આ રાજ્યમાં પઇસાનો બચાવ કરી તાહારા માતાજી ઉપર મોકલજો કે જેથી તેઓ દુઃખ ભોગવતાં અટકે તે સાંભળી સુંદરલાલ બોલ્યો વારૂં બાપજી પરંતુ આપજો દર મહીને મને નહિ મળો તો. માહારો જીવ આ ખોળીઆમાંથી કાઢી ધર્મ રાજાને સ્વાધીન કરવો પડશે માટે બાપજી મલવામાં જરા પણ ખામી લાવશો નહિં. આ માદલીઆને હું માહારા જીવ કરતાં પણ વધારે સાચવી રાખીશ પરંતુ આપ જરૂર ધારજો આ સાંભળી ગુરૂજી બોલ્યા અચ્છા બચ્ચા આનંદમાં રહો. કહી તેના માથા ઉપર હાથ ફેરવી અંતરધ્યાન થઇ ગયા. માહારાજના જવાથી સુંદીરલાલ નાખુશ થયો હતો બીચારો આ સખત નોકરી જુજ પગારની ખાતર માહા કષ્ટ વેઠી. કરતો હતો. આ નોકરી કરતાં સુંદીરલાલને લગભગ બે વરસ થઇ જવા આવ્યાં હતાં ત્યાં સુધીમાં પોતાના પગારમાથી માહા મુસીબતે આશરે પાંચસો રૂપીઆ બચાંવી પોતાની મા ઉપર ત્રણસો રૂપિયા મોકલ્યા. તથા પોતાની બેહેનને તથા પોતાની માતાને નીચે પ્રમાણે કાગળ લખ્યો.

ચંદ્રપુર નગર તા.

માહારા વાહાલાં અને માયાળુ માતુશ્રી માણેકબાઇ તથા. બેહેન મણી તથા ભાઇ રસીક વિગેરે.

માતુશ્રીને લખવાને ઘણો દીલગીર છું કે જયારથી આપની પાસેથી છુટો પડી. પઇસા કમાવાની હીમત ધરી ઘણાં કષ્ટો સાથે ચંદ્રપુર નગર આવી દરબારમાં પચીસ રૂપીયાની ખાતર નોકરી કરૂં છું અને મહારા પ્રથમના વિચાર પ્રમાણે બે માસ વિત્યાબાદ આફ્રીકે જવા ધારૂં છું માટે માતુશ્રીને લખવાનું કે હું દેશમાં ક્યારે આવીશ કે જયારે માહારા પીતા કરતાં ચારગણી આબરૂ મેળવીશ ત્યારેજ દેશમાં આવી પગ મુકીશ, એવી મેં આજથી મારા મનને ખાત્રી કરી પ્રતીજ્ઞા લીધી છે માતુશ્રી વાહાલી બેહેન મણીને તથા રસીકને ઘણી સંભાળથી રાખજો. રસીકને સારો અભીયાસ કરાવજો માતુશ્રી અહીં નોકરી બે વરસ રહી પાંચસો રૂપીઆ બચાવી તેમાંથી ત્રણસો રૂપીઆ આ સાથે નોટો મોકલી છે તે સંભાળી તપાસી લેજો માતુશ્રી કાગળ પોહોચ્યાનો જવાબ નીચેના સરનામાથી તુરત લખજો તમારી સરવ તબીએતના સમાચાર તુરત લખી જણાવજો આફ્રીકે ગયા પછી ત્યાંનું ચોકસ ઠેકાણું લખી જણાવીશ.

લી. વાહાલો પુત્ર સુંદરલાલ.
ઠે. દરબારમાં
મુ. ચંદ્રપુર નગર.

## પ્રકરણ ૧૨ મું.
### મણિને પતિથી ખેદ.

સુંદરલાલની બહેન મણી આસરે ૧૫ વરસની વયમાં આવી હતી બીચારીને જ્યારથી પરણાવી હતી ત્યારથી પોતાના ધણીને ત્યાં જ રહેતી ફક્ત અપસોસ માત્ર એટલોજ હતો કે તેના ધણીને કુછંદી દોસ્તની શોબત તેને નીશાળમાંજ થઇ હતી એટલા કારણથી થોડા વખત પછી રતીકાન્તે નીશાળ મુદલ છોડી દીધી હતી રતીકાન્તને પોતાના ઘરમાં રહેવું બીલકુલ ગમતુ નહોતું ફક્ત કુછંદીઆની સોબતજ પસંદ કરતો હતો વિશેશે વળી ચાર વરસથી સ્ત્રી પોતાને ઘેરજ રહેતી હતી કુછંદી લાલના કારણથી રતીકાન્તે સ્ત્રીને બીલકુલ બોલાવતો નહોતો રતીકાન્ત બહારથી આવી પોતાનાં એકાન્ત ઓરડામાં બેસી રહેતો પોતાની બઇરી અથવા પોતાના ઘરના કોઇ પણ માણસને બીલકુલ બોલાવતો પણ નહોતો અને તેઓ પુછતાં તો તેઓને બીલકુલ જવાબ પણ આપતો નહિં બઇરીને પોતાના ઘરમાં દેખે કે તુરત બહાર રવાના થઇ જતો પોતાના માબાપ તેને અત્યંત શીખામણ આપવા જાય તો તેઓને સામો મારવા ઉઠતો મણીને આ પતીથી બીચારીને અત્યંત દુઃખ પડતું હતું નાનપણુમાં પોતાના પઇસાના સુખમાં ઉછળેલી હતી તેથી તેને દુઃખ માહાભારથ થઇ પડતું હતું મણી બીચારી પોતાના પતીને હર વખતે હેતથી બોલાવતી અને વહાલ કરવા જતી પરંતુ અભાગીઓ રતીકાન્ત બીચારી ગરીબ બાળાને તરછોડી નાંખી હર વખત વીના વાંકે પુછુળ મારતો હતો એક દીવસ બીચારી ગરીબ મણી પાડોશીના ઓટલા ઉપર મેહેલ્લાની બઇરીઓની સાથે બેઠી હતી તેવામાં દઇવયોગે અભાગીઓ રતીકાન્ત રખડતો રખડતો કુચ્છંદીલાલને સાથે લઇ ઘર તરફ આવ્યો તેને જોઈ બીચારી મણીના તો હોશજ ઉડી ગયા ને ત્યાંથી ઉઠી પોતાના ઘરમાં તરતજ ચાલી ગઇ આ વખતે બીચારી મણીનો ચેહેરો છેક ફીક્કો પડી ગયો હતો અને ચેહેરામાં કેટલોક ફેરફાર પડી ગયો હતો છતાં પણ થર થર તે ફરીરે પોતાના ઘરમાં જઇ એક ખુણામાં જઇ અભાગીઆનાં બીકથી લપાઇ ગઇ અભાગીઆ રતીકાન્તે બીચારી મણીને મોટો સાદ કાઢી પોતાની પાસે બોલાવી. દાઝથી કેહેવા લાગ્યો. માહારા હુકમ વીરૂદ્ધ વાત કેમ કરી માહારી બોહણી તેં શા માટે કરી એમ કહી એકદમ નેતરના પચાસ સોટીઓ મણીના ઉઘાડા વાંસામાં કુછંદી લાલના

દેખતાં લગાવી દીધી છતાં પણ કુછંદીલાલે તેને છોડાવવામાં બીલ-
કુલ ભાગ લીધો નહીં પરંતુ બીચારીને હદ ઉપરાંત માર ખાવા
દીધો અને બીચારી પોકેપોક રડી બુમો પાડવા મંડી ત્યારે ઉલટો
રતીકાન્તે તેને હદ ઉપરાંત લાતો મારી ગભરાવી નાંખી બચારી
ગરીબ અબળાનું તેના મોં આગળ શું જોર ચાલે મણી બીચારી
બરાબર રીતે માહેદગાર હતી કે કુછંદીઆની સોબતમાં હદપાર ચાલી
ગયા છે એવી તેને બરાબર ખાત્રી હતી રતીકાન્ત બીચારી મણીના
શીખામણ તો શું માને પણ તેતો તેથી ઉલટો તેનાપર આ પ્રમાણે
રાંક અને ભોળી અબળાને વીના વાંકે મારી તોફાન કરી સખત
ધ્રુજવતો હતો પરંતુ બીચારી વગર વસીલી શું કરે. પીયરમાં સારૂ
કુળ હોવા છતાં પઇસાની તંગી પડી ગઈ હતી બીચારીને એક
દુ;ખતો એ હતું કે એક ભાઇ પઇસા કમાવવા પરદેશ ગયો હતો
અને બીજો ભાઇ બીચારો અણસમજુ હતો અને મા બીચારી રાંડી
રાંડ હતી દાદાના મુકેલા દશ લાખ બાર લાખ રૂપીઆ રંભાની
ખરાબ સોબતમાં રહી પઇસાની અને જાનની નુકશાની કરી બેઠા
પીયરમાં એકે તરફનું સુખ નહોતું મા બીચારી દરણાં દળી પેષણ
કરતી હતી જીંદગીમાં દુ:ખના દીવસો ફક્ત મણીએ આ વખતેજ
જોયા હતા આ દુખોથી બીચારી મણીને એક તરફની ખારી નહોતી
તેથી બીચારી મુઝાઇને પોતાના ઘરમાં સુખે દુખે દીવસો નીભાવતી
હતી મણીના સાસુ સસરા વીગેરે ઘરના માણસો સમજુ તેમજ ડાહ્યા
હતા તેમજ બીચારી મણીને રતીકાન્ત પોતાના દેખતાં એક પણ
દુંકારો કરે કે તેને ઘણો ઠપકો આપી તરછોડી નાંખતાં રતીકાન્ત
ખરાબ ચાલનો હોવાથી તેના માબાપોને તેના પર બીલકુલ પ્યાર
નહોતા રાખતા કુછંદીલાલના દોસ્તી છોડાવવાને રતીકાન્તના માબાપ
ઘણી મહેનત કરતા છતાં પણ રતીકાન્ત તેની દોસ્તી છોડવાની હા
કહેતો નહોતો અને ફક્ત તેતો કુછંદીઆની સાથે રહી ખરાબ રસ્તે
જવું અને મણીને મારવી એજ શીખ્યો હતો.

---

## પ્રકરણ ૧૩ મુ.

### સુંદરલાલનો કાગળ.

બીચારી મણી પતીના દુ;ખની મારી સાસુ સસરાની આજ્ઞા
લેઇ પોતાના મા ભાઇને મળવા આવી મણી મા પાસે આવી પોકે
પોક રોવા બેઠી તેને જોઇ તેની માતા તેને ધીરજ આપવા લાગી અને
કહેવા લાગી બેટા ધીરજ રાખ અકળાઇશ નહીં શું થયું છે આ કાર-

શુથી રવે છે તને શું દુઃખ પડ્યું છે બેટા તારી વાત મને સંભળાવ આ પ્રમાણે માણેકબાઇના બોલ સાંભળી મણી રોતીરોતી બોલી માતાજી સારૂ ઘર અને સારૂ કુળ જોઇ ઘણા પઇસા ખરચી પઇસાદાર ઘર જોઈ ભવના કુવામાં નાંખી માતાજી મારૂ ભણતર અને સઘળી ચાલાકી આ પતીની આગળ ધુળ મળી ગઇ ગઇ છે માતાજી મારો સ્વામી કુછંદીલાલની દોસ્તી કરી વીના કારણે અને વીના વાંકે માર મારી મારાં હાડકાં ભાંગી નાંખ્યાં છે મારાં સાસુ અને સસરા અને આખા ઘરના માણુસો ઘણું કહે છે છતાં બીલકુલ નહી ગણુગારતા આખો દીવસ અને આખી રાતો બાહારના બાહાર પડયા રહે છે માજી માહારા પીતાજીએ માહારા હાથ પગ બાંધી તપાસ કર્યા વીના એકદમ કુવામાં હડશેલી મુકી છે માજી માહારા પીતાજીએ ભણાવી ગણાવી સારી કેળવણી આપી મને હુશીઆર કરી આવા નીરદય અને ઘાતકી પતી સાથે માહારો હાથ આપી માહારો ભવ એળે કરી નાંખ્યો છે પરંતુ માજી ગમે તે ઉપાય કરી તેમના કુછંદી દોસ્તદારની દોસ્તી છુટી જાય તો તે ગમે તેમ કરી ઠેકાણે આવી જાય પરંતુ જ્યાં સુધી કુછંદીલાલની દોસ્તી છે ત્યાં સુધી પઇસાની ખુવારી અને નીરદયપણુ તેમના દીલમાંથી જનાર નથી. એટલી વાત થયા પછી રાત્રીના દશ વાગેલા હોવાથી મા દીકરી તથા રસીક ત્રણ પથારી પાથરી સુઇ રહયાં બીજે દીવસે મસવારના સળકાનો સમય થવા આવ્યો એટલે ત્રણે જણા પથારીમાંથી ઉઠી દાતણ કરવા બેઠા હતા એટલામાં એક માણસ લાલ કપડા પહેરી પાસે ચામડાની પાકીટ સાથે કાન્તીલાલનું ઘર પુછતા આવી ઉભો રહ્યો તે માણસ લાલ કપડાવાલો કોણ હતો તે આપ સમજી ગયા તો હશેજ તે માણસ બીજો કોઈ નહી પરંતુ પોષ્ટમેન હતો તે સુંદરલાલનો લખેલો કાગળ લઇ ટપાલમાં વહેચવા આવ્યો હતો તે પોષ્ટમેને માણેકબાઇનું નામદઇ હાંકમારી માણેકબાઇના હાથમાં કાગળ આપ્યો માણેકબાઇએ એ કાગળ લઇ ફોડી વાંચવા માંડયો પ્રીય વાંચકો પ્રકરણ ૧૧ માં લખેલો કાગળ માણેકબાઇએ વાંચ્યો. કાગળ વાંચતાની સાથે માણેકબાઇનું હઇયું એકદમ ભરાઇ આવ્યું તે ઉપરથી મણી પોતાની માને કહેવાં લાગી માતાજી આ કોનો કાગળ છે. તે મને બતાવો ભાઇ સુંદરનો તો નહીજ માતાજી મને તે જોવા તો આપો તે સાંભળી માણેકબાઇ બોલી હા બેહેન સુંદરનો છે લે વાંચ એમ કહી માણેકબાઇ મણીને કાગળ આપે છે બેહેન ભાઇ ત્રણસો રૂપીઆ નોકરીમાંથી મોકલાવી આપ્યા છે ભાઇ તો ત્યાં પચીસ રૂપીઆમાં નોકરી કરે છે આ પ્રમાણે માણેકબાઇનું કહેવું સાંભળી

મણી બોલી. માજી ભાઈ તો એમ લખે છે કે મારા પીતાજી કરતાં ચાર ગણી આબરૂ ને તેના પ્રમાણમાં પૈસા મેળવ્યા શીવાય દેશમાં આવનાર નથી. માજી ભાઇ તો આવો વીચાર કરી બેઠા છે માતાજી ભાઇને જે એ આશરે બે સવાબેવરસ વહી ગયાં છે માજી દુઃખપર દુઃખ અત્યંત આવ્યા કરે છે. મને પણ સાસરાનું સુખ અત્યાર સુધીમાં તો બીલકુલ નથી. વળી તમારૂ દુઃખ જોઇ શકાતું નથી માજી આપણા ઉપર પરમેશ્વરનો કોપ પૂરો બેઠો છે. માજી મારી બચપણ વયમાં સુખના દીવસો આપણુનેજ હતાં ને હાલ દુઃખના દીવસો પણ આપણુનેજ છે વળી વાહાલો રસીક નાંહાનો છે. માજી તમારે પણ દરણાં દળી પોષણ કરવું પડે છે તેતો માહારાથી બીલકુલ જોઇ શકાતું નથી માતાજી માહારા પીતાજી છતાં કોઈ વખત સેહેજ બજા-રમાં જવું હોય તો ગાડી વિના બહાર નોહોતા નીકળતા તે પણ આપણેજ છીએ ને હાલ ( રડતાં રડતાં વાહાલો સુંદર પગે ચાલી નોકરી કરવા પણ સોગાઉ દુર રહ્યો છે માજી આપણે પેલે જનમ શું પાપ કર્યું હશે માજી વળી થોડા દીવસ રહી મારી ભોજાઇ આ-વશે ત્યારે પારકા ઘરના દીકરીને શી રીતે નભાવીશું અને ઘરનો મરમ શી રીતે રહેશે પરંતુ માજી માહરા તારાં ભાબીતો ઘણા સમજુ છે તે ઘરની વાત બીજાને કહી શકે તેવા નથી પરંતુ માજી વાહાલા સુંદાર ને તાબડતોબ જવાબ લખીશું તો તેના મનને ચિંતા થતી અટકશે માજી ભાભીને આજ બોલાવી કાગળ વંચાવી શાંત પાડો તો પણ બીચારી મુઝાતી હશે બીચારાં ભાભી પરણ્યા પછી માહાર ભાઇનું મોં તો બીલકુલ જોવા પામ્યા નથી તે પહેલાં તો ઉલટા ભાઇને અત્યંત દુખે આવી પડયાંને પરદેશ જવું પડ્યું આ પ્રમાણે મણીનું બોલવું સાંભળી. માણેકબાઇ બોલી વાહ બેહેન તારાં કહયા મુજબ રસીકને ભાઇના સાસરે મોકલી તારાને બોલાવું છું ને કાગળ વંચાવી ધીરજ આપું છું ને સઘળી બીનાથી વાકેફ કરૂ છું પરંતુ બેટા તું મુઝાઇશ નહીં જે વીતવાની છે તે કોઇ મીથ્યા કર-નાર નથી ભવીષ્યમાં જ્યાં સુધી દુખો લખેલાં છે ત્યાં સુધી કોઇ-પણ દુખો ટાળી શકનાર નથી માટે બેટા મોટું પેટ રાખી સાસ-રોમાં કોઇ હુંકારો કરે તે તું સાખી રહીશ તે પરમેશ્વર તને સહાય કરશે માટે બેટા મહારૂં કહયું માની તાહારા સ્વામીની સાથે નમન-તાઇથી ચાલી તારા બનતા ઉપાયે તેમને ઠેકાણે લાવવા પ્રયત્ન કર આ પ્રમાણે પોતાની માતાના વાક્યો સાંભળી મણી બોલી

માજી તારા મોં આગળ વધારે શું કહું મારા જેવી ગમ ખાનારી અને ચુપ રહેનારી દુનીઆમાં થોડીજ સ્ત્રીઓ હશે માટે માહારા ઉપર ગમે તેટલું દુઃખ પડશે તો પણ દુઃખને ગણુગાર્યા વિના હું મારા સ્વામીની તથા માહારા સાસુ સસરાની સેવા બજાવવા માહારી બનતી મહેનત કરીશ પરંતુ માજી ભાઇને માહારા આર્શીવાદ લખજો અને આવેલા રૂપીઆમાંથી સાચવીને વાપરી નીભાવ કરજો દીલગીર થવાની કાંઇ બધારે વીશેષ નથી માટે માજી આગળના દીવસો યાદ લાવ્યા વીના દુખ હોય તેને સુખ માની લઇ ઇશ્વરનો પહાડ માનવો કે જેથી ભવીષ્યમાં આગળ કોઇ દીવસ સારૂ થાય ભાઉ હવે જાઉછું સાસરે જવાનો વખત થયોછે સંધ્યાકાળ થવા આવીછે વળી મારા પતી હું કદાચ મોડી જાઉં તો મારા ભોગ મેળવી દે માટે જાઉછું એમ કહી મણી પોતાના સાસરે ચાલી જાયછે.

---

## પ્રકરણ ૧૪ મું.

### રતીકાન્ત અને કુછંદીલાલ.

એટલું કહી મણી તાબડતોબ સંધ્યા સમય થવા આવવાથી એકદમ પોતાના પતીની બીકથી પોતાને સાસરે મુગી મુગી ચાલી આવી નઠાર પતીની બીચારીને ઘણી દેસતો હતી વીના વાંકે કર્મહીણુ બીચારી ગરીબ સ્ત્રીને એકદમ મારનો વરસાદ વરસાવી દેતો છતાં પણ એક સ્વર ન કાઢતાં ભારે સાખી એક ખુણે બેસી રહી પતી તથા સાસુ સસરાની નીત્ય સેવા બજાવતી બીચારી મેટરીક સુધી ભણેલી પણ તે શુ કરે તેનો ઉપાય શું ચાલે બીચારી મણી જેવી મારખાઇ સહન કરનારી સ્ત્રી બાજી કોઇ નહોતી

રતી કન્તને તો ફક્ત બે વખત જમવા આવવું ને બાકીનો આખો વખત કુછંમૂઆની સાગુ રઝળવામાં કાઢતો વખતે બીજે ત્રીજે દીવસે કદાચ તુરંગ આવી જતો તો બીચારીનો વાંસો ખોખરો કરી નાંખતો પથ્થર કે લાકડુ કાંઇપણુ નહી જોતાં તડકા સાથે જ્યાં ફાવે ત્યાં મારવામાં પુરોહતો બહાર જાય અને બીજાઓ સાથે તકરાર થાય તો તેમને મારવાની તેનામાં બીલકુલ સત્તા નહોતી પરંતુ ગાય જેવી ભણેલી ડાહી શાણી હુંશીયાર ચતુર અને ચકોર સ્ત્રીને બીન વાંકે ગુનો જોયા સીવાય ફક્ત મારવામાંજ સારૂ સમજતો હતો વળી બીચારીને તેના તરફનુ એક કોન્ચીત માત્ર

પણ સુખ નહોતું પરંતુ બીચારી શું કરે પતીની આજ્ઞા લોપવી નહિ તેવું તે સારી રીતે જાણતી હતી. તેથી બીચારી આજના આધારે ફરી બીચારી પતીના સામુ ન બોલવું તેવો નીશ્ચય રાખી બીલકુલ એક પણ સ્વર બોલતી નહિં.

રતીકાન્ત ઇંગ્રેજી મેટ્રીક સુધી થયેલો હતો લાંબુ ભણાવવાને તેના પીતાનો વીચાર ઘણો હતો પરંતુ કુચ્છંદીલાલની સોબતથી નીશાળે ભણવું મુકી દઇ આખા શહેરમાં ફકત રખડવાનું શીખ્યો હતો. ફકત કુચ્છંદીલાલે રતીકાન્તના પૈસા ખાવાની ખાતરથીજ દોસ્તી કરી હતી. કુચ્છંદીલાલ એવો તો કંજુસ હતો કે પોતાની પાસેની એક પાઇ પણ ખરચવાની આવે કે મરણતુલ્ય તેને થઇ પડતું હતું; પરંતુ રતીકાન્ત જેવો પૈસા ખરચનાર હોય તો પારકે પૈસે દીવાળી કરનાર કુચ્છંદીલાલ હુશીયાર હતો કુચ્છંદીલાલના મનમાં એક દીવસ એવું આવ્યું કે આજ રતીકાન્ત પાસે સો રૂપીઆનો માલ લેવડાવી મોજમજાહ મારવા બહાર ફરવા જવું તેવો વીચાર ધારી એક દીવસ રતીકાન્તને મળી સો રૂપીઆ લાવવાનું કહી એક સોનાની કંઠી રતીકાન્ત પાસે તેના ઘરમાંથી મંગાવી કંઠી લાવી, રતીકાન્તે કુચ્છંદીલાલને આપી એટલે કુચ્છંદીલાલ બજારમાં સો રૂપીયે વેચી આવ્યો અને રતીકાન્તને ફકત પંચાશ રૂપીઆ દેખાડયા જેથી રતીકાન્તે દોસ્તારનું સાચુ માનીને રૂપીઆ ખરાબ રસ્તે કુચ્છંદીલાલના વીચાર પ્રમાણે વાપરી દીધા અને ઉપજેલા રૂપીઆમાંના પચાસરૂપીઆ કુચ્છંદીલાલે છુપી રીતે પોતાની પાસે રાખ્યા આ પ્રમાણે કુચ્છંદીલાલે રતીકાન્તને આડુ સમજાવી કેટલેક માલ કઢાવી ખાઇ ગયો કુચ્છંદીલાલને આવા દોસદારની ખાસ જરૂર હતી અને રતીકાન્તભાઇ તેમને બરાબર રીતે મળી ગયા એટલે તો કુચ્છંદીલાલભાઇ રતીકાન્તના બાપની મીલકત, રતિકાન્તને કઢાવી ચઢાવી ફોલી ખાવા માંડયો વળી કુચ્છંદીલાલ ઘરનો બાલકુલ ગરીબ હતો, પરંતુ ચાલચલગતમાં ઘણો છકેલો અને ઉડાઉ હતો. પોતે જ્યાં સુધી નીશાળમાં ભણ્યો ત્યાં સુધી મહતમાંજ ભણ્યો હતો અને કુચ્છંદીલાલ રતીકાન્ત નિશાળેથી ઉઠી ગયો એટલે પોતે પણ તરત નીશાળ છોડી દીધી કુચ્છંદીલાલના બાપને પૈસા તરફની પીડા ઘણી જ હતી અને વળી કરમસંજોગે કુચ્છંદીલાલ વળી ખાસ પોતાનું નામ પ્રકાશે તેવાજ નીવડવા લાગ્યા તેથી બીચારો તેનો બાપ તેને શીખામણ દેવા લાગ્યો પરંતુ તે બીલકુલ માનતો નહોતો વળી તેને

મથુરામાં પુરો રતીકાન્ત મળ્યો હતો એટલે તેને મ.બાપની કે બીજા કોઇના બીલકુલ દરકાર નહોતી. વળી ઘર તરફની તો તેને બીલકુલ ચિંતા હોયજ શાની.

---

## પ્રકરણ ૧૫ મું.

### તારાનો સુંદરલાલ ઉપર પત્ર.

માણેકબાઇ પોતાના ભાડે રાખેલા ઘરમાં વિચારમાંને વિચારમાં બેઠા છે સુંદરને શું લખવું તે વીચાર તેના મનમાં હરદમ આવ્યા કરે છે કદાચ સુંદરને અહીં બોલાવું તો પંદર કરતા વધારે પગાર મલી શકે તેમ છે નહિં માટે પુત્રને તેના વીચાર પ્રમાણે આજ્ઞા આપી જવા માટે હા લખવુ જેથી આગળ ભવીષ્યમાં સુખ ઉપજે કહેવતમાં કહ્યું છે કે દશકો સુખતો દશકો દુઃખ માટે વાહાલા સુંદરની મરજી જવાની છે તો ભલે જાય તેને જવા માટે મારે ખુશી જણાવવીજ એ વીચાર ધારે છે એટલામાં સુંદરની વાહાલી પત્ની તાબડતોબ પોતાના દીયર સાથે સાસુ પાસે આવી પોહોંચી અને આવી સાસુને પગે પડી તેમના સુખ દુખની ખબર પુછી બાદ માણેકબાઇએ તારાને કાગળ આપ્યો ને ધીરજ આપવા લાગી બાદ તારાએ કાગળની સઘળી બીના વાંચી અને વાંચતાની સાથે ચકીત બની ગઇ અને એકદમ ડુમો ભરાઇ આવ્યો. અને પોકે પોકે રડી પડી એટલે માણેકબાઇ તેને ધીરજ આપી શાન્ત પાડવા લાગી બેટા તાહારે કાગળમાં કાંઇ લખવું હોયતો મને કાગળમાં લખી આપતે મહારા કાગળમાં તે કાગળ બીડી ટપાલમાં નાખી દેવડાવીશ એ સાંભળી તારા બોલી સાસુજી આપનો કાગળ લખેલો મને આપો એટલે હું મારા કાગળમાં બીડી તે કાગળ રવાના કરૂં તે સાંભળી માણેકબાઇ બોલી વારૂં દીકરી તેમ કરજે લખી આપું એમ કહી નીચે પ્રમાણે કાગળ લખે છે.

વાહાલા પુત્ર સુંદર લી. તારી અભાગણી માતા માણેકબાઇના આશીરવાદ. મુ. ચંદ્રપુરનગર.

બેટા તાહરો કાગળ અને સાથે રૂપીઆ ત્રણસોની નોટો મોકલી તે પોહોંચી છે બેમાસ રહી ત્યાંથા ઉપડી આફ્રીકા જવાનું જણાવ્યું તે જાણ્યું છે પરંતુ બેટા આફ્રીકા જાયતો સાવચેતી રાખી જજે. કોઇ રીતે મનમાં મુઝાઇશ નહિં બેટા તને માહારા આશીર્વાદ છે. માટે સત્વર પધારજે બેટા સંકટો ઘણાં પડે છે હરણું

દળી પે ભરવું પડતું હતું પરંતુ જયારથી વ્હારા મોકલેલા રૂપીયા આવ્યા છે. ત્યારથી દરણું દળવું બંધ કરયું છે. મણી તથા ભાઇ રસીક સારી પેઠે છે બેટા મુંઝાઇશ નહિં કાગળો લખવામાં કસુર રાખીશ નહિં હર અઠવાડીએ ખુસ ખબર લખવા ચુકીશ નહિ સ્થીતી પ્રમાણે ચાલજે બધા સાથે હળી ગળી રહેજે. બેટા હું જા-ણું છું કે મ્હારો પુત્ર નીશાળ સુધીમાં પણ કોઇ દીવસ ગાડી વિ-ના ગયો નથી તેટલાજ કારણથીજ દુર દેશનો મામલો જાણી પેહે-લાં મેં તને ના કહેલી હતી પરંતુ બેટા તારી હીમ્મત પુરી છે. તો ખુશીથી આફ્રીકે જા ભાઇ તથા બેહેનની ચિન્તા રાખીશ નહી ભાઇ રસિકનો અભ્યાસ ચાલુ છે બેટા દુઃખના ડુંગરો ગયા છે પરંતુ વિશેશ લખવાને દીલગીરીછું પરંતુ સત્વરથી આફ્રીકે જઇ તાહારા મનની ઉમેદ પુરી કર માહારી તને પુરણ આશીશ છે.

લી. તારી વહાલી માતા.

માણેકબાઇના આસીરવાદ.

મણીપુર નગર તા.

આ પ્રમાણે પત્ર લખી માણેકબાઇએ તારાને આપ્યો એટલે તારાએ પત્ર લખવા શરૂ કર્યો.

પ્રાણથી અધીક વાહાલા સુંદરલાલ, મુ. ચંદ્રપુરનગર.

**હરિગિત છંદ.**

વાહાલા રસિલા એકલા ચાલી ગયા વનવાસમાં
મુંજને મળ્યા નહિં હેતથી તેથી રહી ઉદાસીમાં;
મન માહરૂં ભડકે બળે તુંજવીણ વ્હાલા હરઘરી,
આ દાસીને આવો મળો વાહાલા રસિલા તરફડી.
પરણ્યા પછી તુજને રસીલા નત્ર મળી એકાન્તમાં,
તેથી રસીલા મન રહ્યું હરદમ ઘડી મળવા જમા;
નાણું રસિલા નવગણું તું પ્યારને દિલમાં ધરૂ,
આ જીવ જાતા નવ ડરૂં નહિ, પ્યારને અળગો કરૂં.
મુજ સાસુ વ્હાલા એકલા રહે છે ઘણા ઉદાસમાં,
મુજ નણદીને પણ દુઃખ મોટું સાસરાના વાસમાં;
મુજ સાસુંએ તેડું કરી બોલાવી મુજને પાસમાં,
આવ્યા રસિક મુજ દીયર પ્યારા તેથી ચાલી સાથમાં.
સાસુએ કાગળ આપીયોતે હૃદય સાથે ચાંપીયો,
વાંચી ઘણી ચકીત થઈ તે મન વિષે અકળાવીયો;

સાસુએ કાગળ આપીયો પ્યારા રસિલા હાથમાં,
મળવા તુંને અકળાઉછું હે પ્રાણ પ્યારા બાથમાં;
આધાર પ્યારા આનથી ભુલી જશો નહિ દાશીને,
તુજ વિયેગથી ઘેલી બનું હે કાન્ત પ્યારા કામને:
પીતા તમારાને મળી ગુણીકા હરામી કામની,
ધન સીચવ્યું ભોળાકનેથી તે હતી રામની.
પિતા તમારા એ બધી મુડી ગુમાવી હાથથી,
તેમ તમારા મનવિશે ચિન્તા વધી ગઇ ત્રાસથી;
તમપાસે રહી દુઃખ સુખમાંની આવું પ્યારા હેતથી,
તમવિના નવ રહું એકલી તેથી કરોને એકઠી,
સુંદર રસીલા સાનથી સમજાવું તુંજને આજથી,
માટે તેડાવે પ્રાણ પ્યારા આવું તજી લોકાજથી;
હું નીંદથી હરરોજ જાગી ઝબક કરતી ઉઠતી,
જાણે પ્રીતમ પાસે હતી તેવી મુંને ભ્રાંતી હતી.
દીવસ બધા દીલગીર લાગે તમ ગયા તે દીનથી,
પણ શું કરું હું કયાં મરૂં લાગે કસે જે દીલથી;
ભોજન મુંને ભમ્યું નથી પાણી મુને સમ્તું નથી,
હું કયાં જઇ કહું કામની એ વેદના હટતી નથી.
મળવા ઘણા મને પ્રેમની ચિન્તા વધી ગઈ કામની,
તો પાડ પુરી પ્રેમઘેલા હૃદય સાથે દાબની:
આ વાત મારી કયાં કહું હું પ્રાણપ્યારા દીલથી,
શું એકલી મુકી રસીલા ચાલી ગયા શું રીતથી.
ચોરી વિશે સહુ દેખતા મુજ હાથ ઝાલ્યો હેતથી,
એ વાત પ્યારા યાદ લાવી ધ્યાન દઇને રીતથી;
ઘરણાં મુને ગમતાં નથી વ્હાલા મને મળતા નથી,
મેળવ રસીલા નેણુ તારા પ્રીત થકી તું હેતમાં.
આ દાશીને બોલાવીને ધીર રાખ પ્યારા પ્રેમમાં;
વાણુ રસિલા પ્રેમનું વાગ્યું શરીરે હર ઘડી,
તે ભુઝવો પ્રીતમ રસીલા પ્રેમ સાથે આ ઘડી.
મન મારૂં મળવા ભમે પણ ના દીઠા કંઇ નાથજી,
ગાંડી થઇ ભમતી ભમું તેડાવો આધારા કાંનજી;
તુજ પ્રેમના ભણકારમાં આ અંગ મારૂં ગયું બળી,
હે નાથ મારા જાળવોન દાસીને બહુ રીતથી;

મારા રસીલા પ્રેમની સજવા કરી છે જ્યારથી,
પરમાણુ આપું એટલું જાણો રસીલા પ્યારથી.
આ દાસીને બોલાવો પ્યારા પ્રેમના ઉમંગમાં,
ભોજન જમો સાથે રહી આ પ્યારીની પણ સંગમાં.
મણીપુર દીસે સુન્ય જેવું પ્રાણુ પ્યારા હરત્રડી,
તેથી રસીલા તેડાવો આ દાસીપર નીધા કરી;
અરધાંગના છું રસીક પ્યારા આપના હું અંગની.
માટે રસીલા મોકલો તેડુ વધારી ખંતથી.
પ્રીતમ વસો પરદેશમાં તે દુઃખ ઝાઝું મન વિશે,
આવી મળું તુજને હવે તો એમ મન ધારૂ વિશે,
તુજ વિણુ પ્યારા અંગ મારૂં શોભતું નથી દેશથી,
પણ શોભશે તુજ સાથે પ્યારા એ બધું મળી સંગમાં.
સુંદર રસિલા પ્રેમ તારો મન વિશે ઘણો દાખતો,
પણ ક્યાં જઇ કહું પ્રાણુ પ્યારા હેતથી વધારતો;
જોબન રસીલાં જાય છે મન માહરૂં અકળાય છે,
તમ સાથમાં નવ આવવાથી મન વિશે ગભરાટ છે
સુંદર ચતુરા ચીતથી આ પ્યારીને પણ પ્રીતથી,
મનમાં લહી પત્ર લખી બોલાવો પ્યારા પ્રીતથી,
આ જગત વાહાલા ઝેર જેવું તુજ વિના મન થાય છે,
નવ અન્ન ભાવે દાસીને ચીત ચોદશે અકળાય છે.
સહુ સાથ વ્હાલા સુન્ય દીસે આપ ગયા. તે દીનથી,
કાંઇ કામ પ્યારા નવ સુઝે આ પ્યારીને પણ ચીતથી;
જોબન રસીલા જાય છે ચિન્તા ઘણી મન થાય છે,
તેથી રસિલા તેડાવો આ મન ઘણું અકળાય છે.

લી.

આપની વ્હાલી અરધાંગના.

તારા.

આ પ્રમાણે કાગળ લખી પોતાનો કાગળ તથા પોતાની સાસુનો કાગળ એક કવરમાં બીડી સરનામું લખી તૈયાર કરી પોતાની સાસુની આગ્રા માગે છે સાસુજી કોઇ વખત કાંઇ કામ પડે તો બોલાવજો મુઝવણમાં આવશો નહિ. પરમેશ્વરે જે વખત આપ્યો તેને સદા સુખ માની લઇ સદા આનંદમાં રહેવું સાસુજી મારાં વાહાલાં નણંદ ક્યારે આવશે તેમની પણ વળી એક પીઠ [illegible]

ઉંડી છે સાસુજી સુખ વખતે સુખ ન માનવું ને દુખ વખતે દુખ ન માનવું સરવે દીવસો સરખાજ સમજવા. ધીરજથી પરમેશ્વર સારો વખત જલદી મેળવસે સબુરીના ફળ મીઠા છે વ્હાલા દીયેરજી રસીક તો હજી નીશાળે ગયા હશે તેમને અભીયાસ સારો કરાવજો નાનપણથીજ તે તો ચંચળ છે તે આગળ જતાં ઘણા હુશીઆર થશે. માટે સુખ દુખ સહન કરી વાહાલા દીયરજીને સારો અભીયાસ કરાવજો. સાસુજી હવે હું જાઉં છું જે વખતે કામ પડે તે વખતે મને બોલાવજો. કોઇ વાતે મુઝવણમાં આવશો નહિં સાસુજી પ્રણામ કરૂં છું ( એમ કહી માથુ નમાવી પગે લાગે છે બાદ તારા કાગળ લખી કાગળ ટપાલમાં નાંખી પોતાને પીએર ચાલી જાય છે. )

---

## પ્રકરણ ૧૧ મું.

### તારા અને હેની સખી લલીતા.

તારા પોતાના સાસરેથી નીકળી પોષ્ટમાં કાગળ નાંખી. પોતાના પીતાજીને ત્યાં આવી પોતાના ઘરમાં એક ખુણામાં નીરાશ થઇ પોકે પોક અને ધ્રુસકે ધ્રુસકે રડવા બેઠી તેને જોઈ તેના માબાપે તેને પોતાની પાસે બોલાવી ધીરજ આપવા માંડી પ્રેમચંદ શેઠના પેટે ફક્ત આ એકની એકજ દીકરી હતી એને દીકરાનું ફરજન નહોતું તેથી પોતાની છોકરી છોકરા સમાન રાખતા હતા. તારા પોતાના પીતા આગળ પોતાના પતિ વિશેની હકીકત કહેતાં શરમાતી હતી તેથી બીચારી મુઝાઇને એક ખુણે બેસી રહી હતી. અંતરની વાત કોને કહે કોને પુછે શું કરે બિચારી લાચારી કરવાની જગ્યા મણીપુર નગરમાં કોઇ ઠેકાણે નહોતી. પરંતુ બિચારી લાચારી સાથે પોકે પોક રોતી. ધ્રુશકે ધ્રુશકેને ડુસકે ડુસકે પતિના પરદેશ ગયાની બીના પોતાના માબાપને કહેવા લાગી. પિતાજી માહારા સ્વામી પઇસા પેદા કરવાની ખાતર પગે ચાલી સો ગાઉ દુર ચાલી ગયા છે વળી અહુરામાં પુરૂં એવું પણ કહ્યું છે કે તેમના પિતા કરતાં ચાર ઘણી આબરૂ અને ચારગણો પઇસો મેળવ્યા શિવાય મણીપુર નગર જોવું હરામ છે વળી ત્યાંથી ચાલી આફ્રીકે જવા નક્કી કર્યું છે. પિતાજી માહારા સાસુપર તેમનો કાગળ આવ્યો છે. તે કાગળ મને વંચાવ્યો છે અને તેમાં આ પ્રમાણે સફ ખુલ્લું લખેલું છે માટે

પિતાજી ભવીષ્યમાં શું લખ્યું હશે પિતાજી બધું ખાવું પીવું પૈસો ટકો સગા વાહાલાં સઘળાં તેમના વિના પ્યારા નથી લાગતાં પિતાજી પરદેશના મામલામાં કાણુ જાણે શું થશે. પિતાજી માહરાં સાસુજી કહેતાં હતાં કે તેમના પિતા છતાં કોઇ પણ વખત નીશાળે સરખા પણ કોઈ વખત ચાલીને ગયા નથી. પીતાજી તેમણે કોઇ દીવસ પરદેશ ભોગવ્યો નથી, પિતાજી માહારા સાસરામાં એક ઉપર એક દુઃખ ઓચિન્તુ આવ્યા કરે છે પીતાજી મણીપુર નગર મને શુન્ય લાગે છે ઝેર સમાન થઇ પડયું છે. પીતાજી છેવટ શરમનજી કહુંછું કે ફક્ત માહારા સ્વામીના દુઃખ ભાગ લેવા હું તેમની તરફ જ-ઇશ મેં તેમના ઉપર મને બોલાવવા માટે ખુલ્લો કાગળ લખ્યો છે. પીતાજી મને કાંઈ સુઝતું નથી. હું કયાં જાઉં કયાં રહુ કયાં ફરૂ કયા હળું કયાં મળું પિતાજી મને કાંઇ કાંઇ થઇ જાય છે. માહારો જીવ ગભરાય છે માહારૂં મન અકળાય છે. એટલું કહી એકદમ ધરણી ઉપર ઢળી પડી. આ હકીકત સાંભળી પ્રેમચંદ શેઠ તથા તેમની સ્ત્રી વિગેરે બીજાં માણસો ગભરાવવા લાગ્યાં. બાદ પ્રેમચંદ શેઠ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા પ્રીયા તારાને શું થયું હશે ગાંડપણ જેવા બોલ કેમ બોલે છે. તેની બોલી ચાલીમાં આટલો બધો ફે-રફાર કેમ થયો છે, પ્રીયા બોલાવીએ છીએ તો પણ જવાબ દેતા નથી માટે તેની નાહાંનપણની સહપણી લલીતાને બોલાવી લાવ કદાચ તે આવશે તો તેની સાથે બોલશે. ને તેને રમતમાં નાંખી સઘળું ભુલ-વી દેશે. માટે તાકીદથી જઇ લલીતાને બોલાવી લાવ એટલું કહે-તામાં પ્રેમચંદ શેઠની સ્ત્રી લલીતાને ઘેર જઇ બોલાવી લાવી આવે છે લલીતા આવી તારાને બોલાવે છે. બેહેન તારા મારી સાથે તો બોલ. તારા મને તેં ઓળખી. એટલું કહેતામાં તારા તેના મો સામું જોઇ બેઠી થઇ તારાના માબાપ લલીતાને મુકી બીજા ઓરડામાં ચાલ્યા ગયા. બાદ તારા લલીતાને કહેવા લાગી બ્હેન લલીતા દુઃ-ખનો પાર રહયો નથી. વીયોગી દુખડાં દહન કરે છે બેહન શું કરૂ મને કાંઇ સુઝતું નથી. લલીતા માહારા પતી કયાં છે હાય પતી! પતી પતી પતી કયાં શોધું સખી બગીચે ગયા હશે વાડીમાં ગયા હશે સખી પ્રાણવલ્લભ કયાં હશે હઇયાના હારનું શું થયુ હશે તારાને વાયુ ભરપુર બેહેકી ગયું છે. ) ના ના સખી પાસેજ છે. આ રહ્યા શું તેમની મુખાકૃતી છે. કપાળ કેવું વીશાળ છે. ભમરો કેવી શોભી રહી છે કોમળ હાથ કેવી શોભી રહયા છે સુંદર પોશાક કેવા પહેર્યો

છે. વાહાલા રસીલીને મુકી ક્યાં ગયા હતા વાહાલા શું મને તુચ્છ કરી નાખી. મારો વાંક શો પડયો છે. વાહાલા રસીલીને આવી ઝટ મળો વહાલા કેમ રીસાયા છો વહાલા એક રીસાઇજ જશો કે. વહાલા નહિજ બોલો જાવ ત્યારે ના બોલો તો હું જ રીસાઈ જાઉં છું. જો જો પછી બોલાવવી પડશે માટે બોલો અને દાસીના સામી નજર કરો વહાલા કેમ હૃદયના કઠીણ થઈ ગયા છો વહાલા મે કાંઇ ગુનો તો કીધો નથી. ગુનો થયો હોય તો માફ કરો હું આપને પગે પડું છું વહાલા હું આપના દુઃખની ભાગીયણ છું વ્હાલા આમ શું કરો છો. રસીલીને કેમ ટળવળાવો છો. આટલું કહે છે એટલે લલીતા તેને ધીરજ આપે છે. બેહેન તારા પતી આવે છે તે તને બહુ ચાહાય છે તારા તું જરા ગભરાયેલી છે. માટે ચાલ પેલા બાગમાં જઇ હવા ખાઇએ આમ ગાંઠાવેડા શામાટે કરે છે તે તો તને હરદમ ચાહાય છે બીલકુલ અળગી નહિં કરે માટે વાહાલી સખી ચાલ બાગ તરફ જઈએ. એમ કહી લલીતા તેને બાગમાં લઇ જાય છે. બેહેન તારા જો આ ગુલાબ કેવો સારો છે આ ડમરો કેવો મેહેકી રહો છે આ ચંબેલી જુઇ જુઇ કેવડો મોગરો વિગેરે પુષ્પોની સુગંધી કેવી સરસ ફેલાઇ રહી છે. આ ઝાડોની ઘટા કેવી સરસ જામી રહી છે. તારા તને આ ફુલોમાંથી કયા ફુલો ગમે છે બોલ તને કયા ફુલ લાવી આપું આ સાંભળી તારા જરા વીસરી જઇ લલીતાને કહેવા લાગી. બેહેન લલીતા મને મોગરાના બે ચાર ફુલ લાવી આપ મોગરો મને બહુ ગમે છે. તેની સુગંધી મને સારી લાગે છે આ સાંભળી લલીતા તેને બે ચાર ફુલ લાવી આપે છે. એટલે ફુલોની ને બાગની ધામધુમમાં પોતાના પતીને વીસરી જાય છે. ને તેને સારી રીતે શુદ્ધિમાં લાવે છે અને તેના પીતાને ત્યાં લઇ જાય છે લલીતા તારાને તેના પીતાને ઘેર સુધી પોતાને ઘેર ચાલી જાય છે.

---

## પ્રકરણ ૧૭ મું.

### ચંદ્રપુરથી સુંદરલાલનું આફ્રીકા નીકળવું.

ચંદ્રપુર નગરમાં સુંદરલાલ દરબારમાં નેકીથી નોકરી બજાવે છે. બાદ આફ્રિકા જવાની ધારેલી મુદત પુરી થવા આવે છે બાદ દરબારમાં નોકરી છોડવાની અરજી આપી સુંદર રજા મેળવે છે. રજા લઈ પોતાના મકાને આવી બેસે છે એટલામાં પોષ્ટવાળો ટપાલ લઈ

ચવા આવે છે સુંદરલાલનું નામ પુછતો આવી સુંદરલાલ પાસે ઉભો રહે છે અને કાગળ લઇ સુંદરલાલને આપે છે તે કાગળ વાંચી સુંદરલાલ ચકીત બની જાય છે જવા માટે માતાની અગ્નાનો જવાબ આવી ગયોછે પરંતુ મારા કાગળને વહાલી તારાને કયાંથી ખબર પડી હશે બન્નેના કાગળ એકજ પરબીડીયામાં કયાં આવ્યા હશે. પ્રાયાએ તો મારી પાસે બોલાવવા લખ્યું છે ને બોલાવી સાથે જાઉ તો વેહેપાર નોકરીમાં મુદલ જીવ રહે નહિ કવિતા ઘણી લાંબી અને એક એક શબ્દ ખરા અને સાચાજ લખ્યા છે. બીચારીએ માહારી સાથે લગ્ન કર્યા પછી મુદલ મોહો પણ મેળવ્યું નથી તેનુ સઘળું લખવું વ્યાજબી છે પણ શું કરૂં દુર દેશાવર સ્ત્રી જાતીને કયાં લઇ જાઉ તેને શું જવાબ લખું ના લખું તો તે આવ્યા વીના રહેજ નહિ અને ઝાંઇ મરી જાય કેહેવતમાં કહ્યું છે કે સ્ત્રીહઠ રાજહઠ અને બાળહઠ એ ત્રણે હઠો મહા બુરી છે પરદેશ લઇ જાઉ ને ત્યાં ભવીષ્યમાં દુઃખ પડે તો એકલા સાથે બંનેને ભોગવવું પડે પણ એ થી રીતે શોભે તેના કાગળના રૂપ પ્રમાણે તે ખુલ્લું જણાવે છે કે હું આવ્યા વિના રહેનાર નથી પણ કાંઇ ફીકર નહિ આફ્રીકા જઇ તેઓના ઉપર કાગળ લખીશ કદાચ જો અહીંયા લખુ તો તે આવ્યા વીના રહેજ નહિ માટે આફ્રીકે જઈ લખવા તેજ વધારે દુરસ્ત લાગે છે આ પ્રમાણે સુંદર વિચારમાંને વિચારમાં બીચારો હરઘડી મુઝવણ કરતો હતો આ કાગળની વાતમાં ને વાતમાં એક દીવસ સુંદરલાલ નાહાવાની ઓસરીમાં નાહવા બેઠો હતો ત્યાં પેલા યોગીરાજ મહારાજે આપેલુ માદળીયુ કોટડા ઉપર મુકયું હતું. નાહી રહ્યા પછી સુંદરલાલ પોતાનાં કપડાં પેહેરી તઇયાર થયો એવામાં એક સમરી ઉડતી ઉડતી આવી પેલું માદળીયું ચાંચમાં ભરવી ઉડી ગઇ અને કુવા ઉપર જઇ બેઠી અને ચાંચ પહોળી કરવા ગઇ એટલે માદળીયું કુવામાં પડી ગયું સુંદરલાલ કપડાં પહેરી બાહાર ફરવા ગયો પરંતુ માદળીયું લેવું ભુલી ગયો હતો બાદ બાહારથી ફરી આવ્યા પછી માદળીયું યાદ આવ્યું બાદ ઘરમાં સઘળી જગોપર શોધી વળ્યો પરંતુ માદળીયાનો બીલકુલ પત્તો લાગ્યો નહી તેથી બીચારાને વધારે સોક થયો જે તરફની તેને સહાય હતી તે ચીજ જતી રહી તેથી તેને ઘણો શોક ઉત્પન્ન થયો એક ઉચાટ તો મનમાંથી ગયો નથી છતાં આ બીજો ઉચાટ આવી ઉભો રહ્યો આફ્રીકા જવાને સુંદરલાલને બેજ દીવસ બાકી રહ્યા હતા વળી માદળીયુ જવાથી યોગીરાજને મળવાની

આશા બીલકુલ મુકી દીધી અને બીચારો આ ચીંતામાં ને ચીંતામાં આરદ બની ગયો હતો પરંતુ શું કરે આફ્રીકેતો જવુંજ અને પઇસા તથા આબરૂ પણ મેળવવી તેવું તેણે પોતે પણ લીધું હતું તેથી ગમે તેમ થઇ જાય તો પણ આફ્રીકે ગયા વીના તેને છુટકોજ નહોતો તેથી બીચારો ઉચાટમાં ને ઉચાટમા પોતાનો સામ ન પેકકરી તઇયાર થઇ રહ્યો બાદ જતી વખતે પોતાના રાજાની આજ્ઞા લેવા અને સલામ કરવા ગયો બાદ જુજ પઇસા છતાં ટ્રેનમાં બેથી રવાના થઇ ગયો.

## પ્રકરણ ૧૮ મું.

### મણીને જાનથી મારવાના વિચાર.

રતીકાન્ત અને કુચ્છદીલાલ એક દીવસ રતીકાન્તના ખાનગી ઓરડામાં બેથી મણીની વીંગની ખોદણીની વાતો કરતા હતા તે વખતે મણી બીચારી રસોઇના કામમાં ભરાઇ ગઇ હતી તે વખતે કુચ્છદીલાલ રતીકાન્તને કહેતો હતો ( તે વખતે રતીકાન્તના બાપ કાંઇકામ સારૂ ત્યાં આવ્યા હતા તે આ વાત સાંભળતા હતા ) રતીકાન્ત તારી આ ઘણી ખરાબ ચાલની છે આપણી ખોદણી ઘણી કરે છે વળી તારાં માબાપને ખોટુ સમજાવી મને ઘરમાંથી ટાળવાને તેમને સમજાવે છે આપણી મજાહમાં ઘણી અડચણો લાવી મુકે છે. વળી આપણે નાંઇ ખાઇએ છીએ તે તેની આંખમાં આવે છે. વળી ઝેરીલી અને ખારીલી છે ને વળી વાંશેપમાં નઠારી ચાલની છે. વળી ગરીબ ઘરની છે તેથી તેનો જીવ પણ ઘણો ટુંકો છે. વળી તે આપણને સુખેથી બેસવા પણ દેતી નથી. માટે જો તું માહારૂ કહ્યું માનેતો વચમાંથી કુસ કાઢવાનો સહેલોસટ ઉપાય બતાવું આ સાંભળી રતીકાન્ત બોલ્યો બોલ મીત્ર તું શું બતાવે છે; તે જરૂર કરીશ. આવું સાંભળી કુચ્છદીલાલ બોલ્યો—ત્યારે જો આજ રાત્રે તાહારી સ્ત્રી સુંવા આવે એટલે ( છરો બતાવીને ) આ છરાવતી તેનું એકદમ વચમાંથી ગળું દાબી છરો ફેરવી દેજે એટલે વચમાંથી કાટલું નીકળી જાય. પછી આપણે રાતો રાત તેની પોટલી બાંધી તેના પીએર જઇ મુકી આવીશું એટલે આપણા માથે નહી આવે. આજ રાત્રે સુઇ રહેવાને પણ વહેલો આવજે એટલે તે પણ વહેલી આવશે એટલે તેને તારા ઓરડામાં રાખી નીચે આવી તારા માબાપને કહે જે કે શું એ તેને પીએર ગઇ છે એટલે તારા માબાપો પણ જાણશે કે મણી તો તેને પીએર ગઇ છે એમ સમજશે એટલે તાહારા માથે

પણ નહી આવે. વળી તારી ન્યાતમાં તને તો પહેરામણી સાથે કન્યા મળશે માટે આકાંટાને વચમાંથી કાઢી નાખે તો ઠીક.આજ રાત્રે જો તું હા કહેતો હોય તો હું પણ તારા ઓરડામાં આવી સાત વાગ્યાથી છુપાઈ રહું એટલે આપણે બંને જણાથી એ કામ બરાબર બનશે આ પ્રમાણે કુચ્છંદીલાલના વાક્યો સાંભળી ખરાબ સોબતના કારણથી રતીકાન્તે તેને તે પ્રમાણે કરવા હા પાડી એટલે છુપી રીતે ઉભા રહેલા બુઢાના તો હોશજ ઉડી ગયા નીચે ઉતરી બનસીલાલે તે હકીકત મણીને અને પોતાની સ્ત્રીને કહી સંભળાવી વાકેફ કરી અને મણીને કહેવા લાગ્યા બેટા મણી તું જરાપણ ગભરાઈશ નહીં અભાગીઆને કુચ્છંદીઆની સોબત થઇ છે; તેથી જ બગડયો છે, આજ સુધી હું તારૂ કહ્યું ધ્યાનમાં બીલકુલ નહોતો લેતો પરંતુ આજતો મને પુરી ખાત્રી થઇ ગઇ છે આ વાત જો મેં કદાચ સાંભળી ન હોત તો કુચ્છંદનો ભરેલો કુચ્છંદીઓ આજ ખુન કર્યા વીના રહેત નહી પણ સારા નશીબે આ વાત મારા સાંભળવા આવી તે ઠીક થયું પરંતુ બેટા તું તારે એક અડવાડીયું તાહારા પીએર રહે કુચ્છંદીઆની વલે શી રીતે કરવી તે હું મારા વીચાર-માંજુ એટલું કહે છે એટલે મણી પોતાના સાસુ સસરાની આજ્ઞા લેઇ પોતાના પીયર ચાલી જાય છે રતીકાન્તનો બાપ મણીના ગયા પછી પોતાના મનમાં વીચાર કરે છે રતીકાન્ત કુચ્છંદાયાની શોબ-તથી હાડથી ગયો બીચારી ગાય જેવી ડાહી ભોળી શાંણી અને ભણેલી. હુંશીઆર ચતુર અને વીવેકી સ્ત્રીને આવા આવા ખોટાખોટા આરોપો મુકી બીચારીને જાનથી મારી નાખવાનો વીચાર ધારે છે પરંતુ હાલ બોલાવાનો વખત નથી એ કુચ્છંદીઆને તો એક દીવસ પુરા ફસાવી જેલમાં મોકલાવીશ તારેજ ખાંશરો થશે. હાય એ અભાગીઆઓની ક્યાં સુધી હીંમત ચાલે છે જ્યાં સુધી એ જેલમાં ગયો નથી ત્યાં સુધી આ અકરમીલાલ તો સુધરવાનાજ નથી બેઆ ટકાની ખરાબી કરાવી નાખે છે આ કુચ્છંદીઆએ તો મારા કુળનું સત્યા નાશ કાઢવા માંડયુ છે પણ ઠીક છે તાતાથા કરવો તે ઠીક નહી ફરીથી બીજીવાર જોઇ લેવાશે પછી એના કુચ્છંદીઆના કુચ્છંદ દેખાડી દઇશ.

## પ્રકરણ ૧૯ મું.

### આફ્રીકામાં સુંદરલાલની નોકરીની શોધ.

સુંદરલાલ ટેનમાં આફ્રીકા આવી પહોંચ્યો હતો અને વીશી

માં મુકામ નાંખ્યો હતો આફ્રીકે આવતા સુધીમાં ફક્ત તેની પાસે રૂપીઆ પંદર વધ્યા હતા. સુંદરલાલને બીચારાને કોની સહાય મળે બીચારો આ શહેરમાં પહેલ વહેલો આવ્યો હતો તેથી શહેરમાં તેને કોઇની ઓળખાણ પણ નહોતી. રસ્તાનો પણ ભોમીઓ નહોતો એકદમ ઠેકાણું પડતું મુશ્કેલ હતુ તેથી કરીને એક દીવસ બપોરના બાર વાગે બજારમાં આવી ઉભો રહ્યો આ વખતે સુંદીર ગરીબ સ્થીતિનો હતો પરંતુ તેનો દેખાવ એવો તો સરસ હતો કે રૂપ તો પરમેશ્વરે જેવું જોઇતું હતું તેવુંજ આપ્યું હતુ વળી માથે કેસરી બતીની પાઘડી પહેરલી હતી. રેશમી કોરનું ધોતીયું બારીક પહેરેલુ હતું ઝીણી મલમલનું પેહેરણુ પેહેરેલું હતુ રેશમી સાડીઓ કમ્મર ઝીકનો ભરેલો શોભી રહ્યો હતો ચોબગલાનું કેડીયું પેહેરેલું હતુ પગમાં ચકચકાત બુટ પહેરેલા હતા આ પ્રમાણે સુંદરે સાધારણ કપડાં પેહેરેલાં હતાં પરંતું તેને આ દરેશ એવો તો સરશ સોભી રહયો હતો કે જાણે અજવાળાના ચંદ્રમાનું તેજ અને તે સરખા લાગે તેમ લાગતું હતું આ પ્રમાણે સુંદર બજારમાં સરવ વેપારીઓની દુકાન તરફ ધ્યાન દઈ જોયા કરતો હતો. કઇ ચીજનો શું ભાવ છે ને કઇ ચીજ કેમ મળે છે તે વીગેરેની પુરતી માહેતી મેળવતો હતો પઇસા પેંદા કરવાનો તેને એક રસ્તો ઘણો યાદ આવ્યો હતો પરંતુ તેટલુ કરવાને બીચારા પાસે પઇસા નહોતા તેથી પોતાનો વીચાર અંતરમાંને અંતરમાં રાખી પાછોપોતાના મુકામ તરફ ચાલ્યો ચાલ્યો ગયો બાદ લગભગ એક માસ વીતી ગયો પરંતું નોકરીનો પતો લાગવા માંડયો નહિં અને પાસેના પઇસા બીલકુલ ખુટી પડયા પાસે એક પાઇ સરખી પણ રહીનહિ અને મનમાં ઘણો મુઝાવવા લાગ્યો આખી રાતોની રાતો વેપારના અને નોકરીનાજ વિચાર કરતો હતો બીચારાને આખી રત ઉંઘ પણ આવતી નહોતી આફ્રીકા આવી ઉલટો બીચારો પીડામાં આવી પડયો પરંતુ સું કરે પોતે પ્રતીજ્ઞા લીધી છે એટલે તેને ઘેર જવાનો તો બીલકુલ વીચાર આવતો નહોતો એક દીવસ તો બીચારાને આખા દીવસના સુદલ કડાકા પડયા બીચારો શું કરે ગ્રહસ્થનો છોકરો તેથી નીચ નોકરીતો થાય નહી આ પ્રમાણે બનાવો બનવાથી તે વખતે તેને પેલા જોગીરાજજી યાદ આવ્યા એટલે વીચાર કરવા લાગ્યો કદાચ આ વખતે જોગી રાજજી હોતતો માહારે કોઇ પ્રકારની ફીકર કે ચીંતા રહેત નહિ વળી તેમણે મને આપેલું માદળીયું પણ હું

ખોઇ બેઠો શું કરૂં પરમેશ્વરે ધારી હશે તે કરશે લગભગ આમ ક-
રતાં કરતાં સુંદરને ચાર કડાકા થયા પરંતું કોઇની પાસે જઇ પો-
તાની વાત ખુલ્લી કરતો નહિં એક દીવસ મળસકામાં ઉઠી સવારમાં
બજાર તરફ નોકરીની તલાસમાં બીચારો ફર્યા કરતો હતો એટલામાં
એક વરધ વણીક અસંખ્ય પઇસાવાળો માણસ આ સુંદરલાલની
નજરે પડ્યો તેથી સુંદર ડોસાની નજરે પડ્યો પછી થોડીક વારે
સુંદરને આ ડોસાએ બોલાવીને પુછ્યું છોકરા તારૂં નામ શું છે ?
તુ કયાં રહે છે અહી સા કામે આવ્યો છે ? આ પ્રમાણે ડોસાનું
પુછવું થયું એટલે સુંદર હીંમત રાખી બોલ્યો શેઠજી માહારૂં નામ
સુંદર છે હું મણીપુર નગરમાં રહું છું અને અહી નોકરી અગર વે-
હેપાર સારૂં આવ્યો છું તે સાંભળી ડોસો બોલ્યો તારે તું માહરે
ત્યાં નોકરીમાં રહીશ ? તો તારી અહી કોઇ ખાતરી આપનાર છે.
તે સાંભળી સુંદર બોલ્યો શેઠજી નોકરીમાં રહેવાને હું ઘણો ખુશી
છું પરંતું માહારી અહીં કોઇ ઓળખાણ આપનારૂં નથી કારણ હું
આ દેશમાં આજ પેહેલ વેહેલો આવ્યો છું માટે જો આપને મને
નોકરીમાં રાખવો હોયતો હું આપને ત્યાં નોકરી માહારા ખરા અં-
તરથી કરીશ આ પ્રમાણે શેઠે સાંભળ્યું એટલે શેઠે તેની ચાલાકી
અને હુંશીયારી જોઇ બોલ્યા છોકરા જા તને આજથી દર મહીને
ભોજન સાથે રૂપીઆ પચાસ પગાર આપીશ અને તાહારે ફક્ત મા-
હારા ઘર ખાતે રહેવું બોલ તાહરી ખુશી છે. હાલમાં મે મારા ઘર-
ના ગુમાસ્તાને રજા આપી છે માટે માહારે હાલ માણસની જરૂર છે
જો રહેવું હોયતો મને હા કે નાનો જવાબ દો કે પછી હું મારે
બીજા માણસની તજવીજ કરૂં આ પ્રમાણે શેઠનું બોલવું સાંભળી
સુંદર બોલ્યો હાજી હું તે પ્રમાણે રહેવાને ખુશીછું એટલું કહે છે
એટલે તે વૃદ્ધ ડોસો સુંદરલાલને પોતાની હવેલીએ લઈ ગયો. સેઠને
ઘેર જઇ સુંદર પોતાની નોકરીનું કામ સંભાળી લે છે. અને દરરોજ
સવારમાં ઉઠી સુંદરલાલ લજાથી ઘરનું શાક પાંદડુ વિગેરે લાવતો
હતો પોતાના બાપની સાયબી વખતે બીચારો ઘેર એક પા માઇલ
પણ ચાલીને બીલકુલ જતો નહોતો પરંતુ શું કરે નોકરીને આધીન
થવું પડે. તેથી બીચારો દરરોજ શેઠને ત્યાં આ પ્રમાણે ઘરનુ કામ
કર્યા કરતો હતો નોકરી કરતાં કરતાં સુંદરલાલને ૧૫ દીવસ વીતી ગયા
ઘરના તમામ માણસોના નામ ઠામ અને ઘરના રીવાજનો ભોમીયો
પુરણ થઇ ગયો હતો ગરના સઘળા માણસોને સુંદર ઘણો પ્યારો

લાગતો હતો સરવ શ્હરના માણુસોની સુંદર પર પ્રીતી સારી હતી સુંદર તેઓના મતને મળીને ચાલતો હતો સુંદરની બોલી ચાલીની છટા જોઇ શ્હરના તમામ માણુસો વીશમય પામી જતા સુંદરલાલ હરરોજ પોતાના નીયમ પ્રમાણે નોકરી કરે છે એટલામાં પોતાની મા તથા બહેન તથા સ્ત્રી એકદમ યાદ આવ્યાં અને વીચાર કરવા લાગ્યો કે તેઓના કાગળને આવે આશરે બે માસ થવા આવ્યા અને તેઓ માહારી ફીકરમાં બેઠા હશે માટે તેઓને કાગળ લખી શાન્તી આપુ એમ વિચાર કરી નીચે પ્રમાણે કાગળો લખે છે.

મુ. મણીપુર.

મારાં વાહાલાં અને માયાળુ માતુશ્રી માણેકબાઇ લી તમારો વહાલો પુત્ર સુંદર! વહાલા માતુશ્રી સહી સલામતથી આફ્રીકા આવી પહોચ્યો છું હાલમાં ફક્ત પચાસ રૂપીઆની નોકરી કરૂંછું પઇસા હોય તો વેપાર ધંધો સારો ચાલે તેમ છે માહારી તબીએત સારી છે આપની તથા મોહોટી બેહેન મણીની તથા ભાઇ રસીકની તબીયતના સમાચાર લખી જણાવશો તમારો લખેલો કાગળ ચંદ્રપુર મુકામે મળ્યો હતો તમારા આશીરવાદ આવ્યાથી હું ઘણો ખુશી થયોછું બેહેન તથા ભાઇનું હેત એક ઘડી પણ વીસરતું નથી હરઘડી યાદ આવે છે પણ શું કરૂં લાચારછુ દુર દેશનો મામલો રહ્યો એટલે ઈલાજ નથી માહારી ફીકર ચીન્તા કરશો નહિં હું ખુશી આનંદમાંછું હરવખતે ખુશી ખબર લખતા રહેશો કાગળનું સરનામું કરોતો નીચે પ્રમાણે કરજો હાલ એજ.

લી. વહાલો પુત્રો સુંદર.

ઠે. હંસરાજ મોતીના બંગલે આફ્રીકા.

માતુશ્રી તથા ભાઇને તથા બેહેનને તો કાગળ લખી ચુકયો પરંતુ વાહાલી તારાને શી રીતે લખવું ? તે તો ચોધારે આંસુ પડતાં હશે માટે હાલતો તેને ધીરજ આપવાનેજ ફક્ત લખું તો ઠીક એમ વિચાર કરી નીચે પ્રમાણે લખે છે.

મુ. મણીપુર.

પ્રાણુથી અધીક વાહાલી તારા લી. તને હરરોજ યાદ કરનાર.

વિયોગી પતિ સુંદર.

( આ પત્ર વાંચજો પ્યારા—એ રાગ. )

મેં પત્ર વાંચીયો પ્યારી તેથી મન અધીરી વધારી,
તારા વાહાલી તું માહારી, હે પ્રાણુ થકી પણ પ્યારી;

તું શોચ નહિ મન ધારી નવ આવ સાતી તું માહારી—મેં પત્ર.
મેં પત્ર લખ્યો મન મેલી, તું સાંભળ કોમળ વેલી;
ન કરો કલ્પાંત હિંમત મન ધાર સબુર પણુ રાખ,
પ્રાણુથી વાહાલી તુંજ ધારજ રાખ મન ધારી— મેં પત્ર.
દુર દેશે કામ નહિ તારૂં હે માન્ય કહું તું મારૂં.
તું માન્ય ખરૂં કહું માન્ય દીલથી ધાર મનથી વાર;
દુખ છે ભારી કર કામની વાત વીચારી. મેં પત્ર
તે કગળ લખીઓ તે મોટો, તારો પણુ જગમાં ટોટો
ખરી કહું વાત શીખને ધાત, કેમ ગભરાય
ન આવતુ આંહી; મારી શીખ અંતર આણી. મેં પત્ર
તુંજ લખવું સરવે ખોટું મેંપણુ લીધું છે મોટું
બરે મન ધાર દીલે કાંઇ લાય પછી પસ્તાય
માનતું માહારૂ તનથી એ કદી નવધારૂ મેં પત્ર

વાહાલી વધારે શું લખું જો કદાચ તને અહીં બોલાવું : તો મારી પ્રતીજ્ઞામાં ખામી આતે હાલમાં મેં પચાસ રૂપીઆની નોકરી હાથમાં ઝાલી. છે પરંતુ આફ્રીકા જેવા શહેરમાં પચાસ રૂપીઆમાં પુરૂ થઇ શકતુ નથી માટે પ્રીયા જોતું માહરૂ કહ્યું માની માહારી હેતસ્વી હોયતો એ વાત તું અંતરથી બીલકુલ ખસેડી મુક માટે પ્રીયા હું વધારે લખવા બંધ કરૂ છું પ્રીયા પરમેશ્વર મનની મુરાદપાર પાડશે ને તને જલદી મળવા વખત આપશે હાલ એજ.

લી. તને હરરોજ યાદ કરનાર વિયોગી પતી
સુંદરલાલ.

## પ્રકરણુ ૨૦ મું

### રતીકાન્ત અને કુન્છદીલાલનું કેદખાનુ.

બન્સીલાલને ત્યાં રતીકાન્ત પોતાના ઘરમાં પોતાના ખાનગી રૂમમાં બેઠો હતો એટલામાં તેનો દોસ્તદાર માધુ ઉરફે કુન્છંદીલાલ રતીકાન્તને બુમો મારતો ઘરમાં એકદમ ધસી આવ્યો તે વખતે કુન્છંદીલાલ પાસે એક લાલ કપડે બાંધેલી પોટલી હતી તે લઇ રતીકાન્ત પાસે ગયો અને કેહેવા લાગ્યો રતીકાન્ત આજતો લેહેર પડે તેમ છે જો આ માલ મહારી પડોસના ઘરમાની ધાપ મારી લાવ્યો છુ આ માલ કાંઇ આપણા વાપરવાથી હાલ ખુટે તેમ પણુ નથી પરંતુ તે કયાં વેચશું ? હું વેચવા જાઉ તો કોઇ જાણી

જાય માટે આ માલ તો આ વખતે તુંજ તારા હાથે વેચી લાવજે એટલે તારા બાપની તારે બીલકુલ એશીયાર મટી જશે એ કંજુશ તને એક પાઇ સરખી પણ આપતો નથી આ માલ દશ હજારનો છે માટે તું આ માલ માલને આપણે જેમ જોઇએ તેમ તેમ તું વેચી આપે છે આ સાંભળી રતીકાન્ત બોલ્યો વાહ દોસ્ત એમાં શું ફીકર છે એ કામતે માહારૂં છે મને કોણ કેહેનાર છે મને તો લોકો જાણશે કે પોતાના ઘરમાંથી લાવી વેચી જાય છે માટે દોસ્ત એવા માલતો મે ઘણાવેચી નાંખ્યા છે તો આ માલના તે શા ભાર છે પરંતુ દોસ્ત તેં આ માલ શી કળા કરી લીધો તે સાંભળી કુચ્છંદી-લાલ બોલ્યો જા ગાંડા એમાં તે શું લેવું હતું મારી પાડોશમાં પેલા મકનજી કરીને રહે છ તેનું ઘર મારા ઘરની સાખે સાખ છે તે ઘણો પઇસાદાર છે ઘેર છોકરૂ છઇયુ કાંઇ નથી જાતે એકલો છે અને પઇશો ઘણો છે આતો ફક્ત બહારના હાટીઆમાં પડી રહેલો માલ લાવ્યો છું પણ બીજી વખત ફરીને બરાબર લાવીશ પણ આતો બીકનો માર્યો જેમ તેમ કરી ઉતાવળમાં ઉચકી લાવ્યો છું તે સાંભળી રતીકાન્ત બોલ્યો પણ તું આ માલ તેના ઘરમાં શી રીતે જઇ લાવ્યો તારી કેવી ચાલાકી છે તે તો જોઉ અરે મીત્ર મારી ચાલાકી તો મેં સે-હેજમાંજ ચલાવી છે મીત્ર મકનીઓ હરરોજ રાત્રે સાત વાગ્યાથી બજાર જાય છે એટલે મેં એક દીવસ એવો વિચાર કર્યો કે મકન-ભાઇ બહાર જાય કે તરત મારા ઘરના કોટડેથી ચઢી ઉતરી તેની અગાશામાં જાઉં એમ ધારી તેમ કરી અગાશીમાં ગયો પછી અગા-શીવાળી બારીની સાંકળ મચરડીને તોડી નાંખી પછી હું તેના ઘરમાં પસાર થયો પછી તે હાટીઆમાં જે માલ મુકયો હતો તે હાટીઆને વાસેલું તાળું ખીલાવતી ભાગી નાંખ્યું અને માહીનો તમામ માલ પોટકા સાથે ઉચકી તારી પાસે લાવ્યો છું આ પ્રમાણે બીના સાંભ-ળી રતીકાન્ત બોલ્યો શાબાશ દોસ્તદાર શાહબાશ છે હવે તો આપણા બાહાર પડશે હવે કોણ આપને જાણે તેવું છે માહારૂં નામતો કોઇ દેનાર નથી કારણ કે મારા બાપની આબરૂ આજકાલ ઘણી છે માટે હું આ માલ સોનાની રણી પાડી વેચવા જઇશ તો કોણ માહારૂ નામ દેનાર છે એમ વીચાર કરે છે એટલામાં પોલીસો અને પગી પગલાં ઓળખતાં ઓળખતાં રતીકાન્તના ઘરમાં પગલુ નીકળવાથી રતીકાન્તને ત્યાં જપટી મુકી. બાદ રતીકાન્તના ઘરની જડતી લેઇ

પોલીસે માલ કબજે લીધો. અને રતીકાન્તને કુચ્છંદીલાલને બાંધીને બેડીઓ પહેરાવી. પોલીસ તેમને જેલમાં દોરી ગયા.

---

## પ્રકરણ ૨૧ મું.

### રતીલાલનું પરદેશ નીકળવું.

માણેકબાઇ તથા તેનો નાહાનો પુત્ર રસીક તથા મણી ત્રણે પોતાના ઘરમાં બેઠા છે રસીકનો મેટરીક સુધી અભીયાસ પુરો થવા થી નોકરી કરવાનુ કહે છે ભાઇ રસીક સુદર ભાઇના કાગળને આવે ત્રણ મહીના લગભગ વીતી ગયા વળી આવેલ રૂપીઆ સગળા ખરચમાં વપરાઇ ગયા અને પાછા એની એજ દશામાં આવ્યા માટે દીકરા હવે તારો અભીઆસ બંધ કરી નોકરી સોધી કાઢીને નોકરી કરેતો આપણા ગુજરાનનુ સાધન થાય ભાઇ હવે મારાથી દરણુ કે મજુરી બીલકુલ થઇ શકતી નથી ને હવે આપણો બીજો ઉપાય કાંઇ રહયો નથી માટે બેટા ગમે તે કોઇ સારા સરાફને ત્યાં ઠેકાણુ જોઇ નોકરી પર ચઢે તો ખરચમાં અગવડ પડે નહી બેટા ભાઇનુ મોં કયારે દેખીશું તેતો આફરોક જઇ ચુકયો હશે માટે બેટા માહારા ઉપર દયા લાવી નોકરીનુ સાધન કરે તો ઘણુ સારૂ આ પ્રમાણે માણેકબાઇનું બોલવુ સાંભળી રસીકબોલ્યો માજી તમો જરા પણ ગભરાસો નહી મારો વીચાર હવે સ્કુલ બંધ કરવાનોજ થયો છે માજી દુઃખ ભોગવવા કરતાં સરાફની દકાને રહી નોકરી કરૂ. તો નામા વીગેરેમાં મને ઘણો ફાયદો થાય વરસે દીવસે પોણોસો રૂપીઆ આવશે તેમાં આપણુ ખરચ નભી શકશે માટે માજી માહારો પણ હવે એજ વીચાર છે એમરસીક પોતાની માતાને કહી બીચારો નોકરી સારૂ બજાર ગયો બાદ મણી પોતાની માને કહેવા લાગી માજી સુદરભાઇ તો દેખાવા ઘણા મુસ્કેલ છે માજી હવે આપણે કંઇ આધાર રહયો નથી ઇશ્વર આપણા નશીબમાં કોણ જાણે શું કરવા બેઠોછે માજી આ દુખ સહન થતા નથી દુઃખ પર દુઃખ પડયા કરે છે મારા સસરા મારા ઉપર હેત ઘણુ રાખેછે પણ આ કુચ્છંદીઆની સોબતથી માહારા પતી બીલકુલ નફટ થઇ ગયા છે. આ પ્રમાણે મણીએ તેની માને મરમમાંકહયું પરંતુ પોતાને મારી નાખવાની વાત બીચારી મા પાસે પણ બોલી નહી ને પોતાના મનમાં દુભાવા લાગી આટલી વાત કરેછે એટલામાં રસીક બજારમાંથી નોકરીનુ નક્કી કરી પોતાની

બાબહેન પાસે આવ્યો બાઇજી હાલમાં મેં ગુમાસ્તી દરમાસે રૂપીઆ પંચાશી ઠરાવી છે હવે આપણે ખાવા વીગેરેનુ દુખ નહી પડે એટલુ કહી મણી તરફ જોઇ મણીને ઉદાસ જોઇ બોલ્યો કે બેહન તુ કેમઉદાસમાં દેખાય છે બેન તને શું થયુ છે તું કેમ અફસોસમાં દેખાય છે તને શું દુઃખ પડયુ છે ભાઇ કાંઇ નહિં હું સહેજ બેઠીછુઃ મને કાંઇ દુખ નથી ભાઇ તેં નોકરીનું નક્કી કરયુ છે એ ઘણું સરસ કરયુ છે વેપારીને ત્યાં રહ્યો છુ તેથી તને નામાની પણ ઘણી સમજણ પડશે અને મેટ્રીક સુધી સારો અભ્યાસ કર્યો છે તેથી હવેતને કાંઇ ભણતર વીશે વધારે આગળ ચલાવવુ જરૂર જેવું નથી ભાઇ બરાબર નોકરી કરી નીભાવજે આ પ્રમાણે વાતો કરતાં રાત્રીના નવ વાગી જાય છે, એટલે ત્રણ જણા પોત પોતાની પથારીમાં સુઇ રહે છે આખી રાત બીચારી મણીને બીલકુલ ઉંઘ આવતી નથી આખી રાત પોતાના પતીનાને પતીનાજ વીચાર કર્યા કરે પોતાનો પતી જયારનો કુચાલે ચાલતા શી ખેયો હતો ત્યારની બીચારી રાત કે દહાડો એક વીખ સમાન લાગતો હતો આ રાત્રે બીચારી મણી જેમ તેમ પથારીમાંજ રહી.

પ્રાતઃસકાળે ઉઠી ત્રણે જણા દાતણ પાણી કરી નાહી ધોઇ વખત કાઢવાના કારણથી બીચારી મણી પોતાનુ ભરત કામ ભરવા બેઠી એટલામાં સુંદરની સ્ત્રી તારા પોતાને પીયેરથી આવી ખબર પુછવા લાગી નણંદજી કેમ ખુશીમાં તો ખરાને હા ભાભી ખુશીમાંછું આવો ભાભી નણંદજી કેમ તમે દીલગીર જણાઓ છો તમારૂ મન આજ ઘણુ ઉદાશ લાગેછે ના ભાભી મને કાંઇ નથી મારૂ મન કાંઇ ઉદાસ નથી ભાભી હું ખુશીમાં છુ મને કાંઇ નથી નણંદજી તમે ના કહો છો પણ મને આજ તમારૂ દીલઘણુ ઉદાસ લાગે છે. ભાભી મને તો કાંઇ નથી હુ તો ફક્ત ભાઇના કાગળની રાહ જોઇ બેઠીછુ ને ભાઇનીજ ફીકરમાં હતી ઘણા દીવસ થયા ભાઇનો કાગળ નથી તેથીમને ઘણો ઉચાટ થાય છે. માટે હવે કાગળ આવવો જોઇએ તે સાંભળી તારા બોલી નણંદજી ટપાલ વાળો સેહેલામાં કાગળ વેહેંચવા આવ્યો છે. લાવો જોઇએ એને પુછી જોઉં જો હોય તો એમ કહી કાગળ વાળાની પાસે આવી કાગળ વાળાને પુછે છે એટલે કાગળ વાળો માણેકબાઇના નામનો કાગળ તેને આપેછે તે લઇ મણી પાસે આવેછે કાગળ ફાડી વાંચે છે તારા પોતાનો કાગળ બાજુ પર જઇ વાંચે છે તે જોઇ મણી પુછે છે ભાભી શુ

અમારાથી પણ છાનો વાંચશો કે ? મને પણ નહીં વંચાવો કે ? લ્યો નણંદજી વાંચો મારે તમારાથી શું છાનું છે. એમ કહી મણીને તારા પોતાનો કાગળ વંચાવે છે અને માણેકબાઇનો કાગળ માણેકબાઇને આપે છે ને મણીને કહે છે ભાભી મારા ભાઇ ખરું લખે છે તમો ત્યાં જાઓ તો વેનો વેપાર નોકરીમાં બીલકુલ જીવ રહે નહી માટે મારૂં કહ્યું માની જવાની હઠ મેલી દો. કાલે સવારે મારા ભાઇ આવશે એમ કહી પ્રકરણ. ૧૯ વાળો કાગળ બંધ કરે છે પછી તારા કહે છે નણંદજી નણંદજી હાલમાં તમારૂં કહેવું માથે ચઢાવું છું નણંદજી મને તો સઘળુ શુનુ સુનુ લાગે છે નણંદજી કાગળમાં તો દીલાસો આપ્યા કરે છે ને બોલાવાને માટે ના પાડે છે તો કેમ થશે મારો જીવ હાથ રહેતો નથી. મારૂં મન તેમને જોયા વીના ગભરાય છે શું કરૂં મને કાંઇ સુઝ પડતી નથી. શું કરૂં નણંદજી ગભરાઉ છું તે સાંભળી મણી બોલી ભાભી એ સઘળી કલ્પના મુકી દો ને મારી પાસે બેસો ભરત કામ શીખો જુઓ આ કોર કેવી સરસ ભરી છે કોરમાં આ ફુલો કેવા સરસ દેખાય છે નણંદજી આ કોર મને બહુ ગમી છે આ કોર ભરતા મને શીખવાડો. મને ભરતા શીખવું છે એટલું કહે છે એટલામાં તારાના દીએર રસીક બજારથી ઘેર જમવા સારૂં આવે છે એટલે તારા તેને કહેવા લાગી કાંઇ કહી થોડા દીવસથી મેં સરાફની નોકરી કરવી શરૂ કરી છે બાર માસે પંચાશી પગાર કર્યો છે કેમ ઠીક કર્યું ને ! હા એ બરાબર કર્યું છે. એ મને ઠીક લાગે છે; એટલું કહી પોતાની નણંદ પાસે જઇ ભરત કામમાં ગુંથાઇ જાય છે એટલામાં માણેકબાઇ બોલી. બેન ભાઇના કાગળમાં તો એમ લખે છે કે આફ્રીકા સહી સલામતથી પહોંચ્યો છે હંસરાજ મોતી નામના શેઠને ત્યાં ખાવું પીવું અને રૂપીઆ પચાસમાં નોકરી રહ્યા છે. વળી ખુશીના ખબર પણ લખે છે ભાઇએ તને તથા રસીકને ઘણા હેતથી યાદ કર્યા છે બેન ભાઇએ આ પ્રમાણે લખ્યું છે. તેનું માણેકબાઇનું બોલવું સાંભળી મણી બોલી માજી મેં ભાભીનો કાગળ વાંચ્યો જોયો ભાઇ ખુશીમાં છે. આ પ્રમાણે વાતો કરી પોતાનો વખત ભરવામાં તથા ઘરના કામમાં કાઢી તારાને ભરતકામ નવી નવી જાતનું બતાવે છે તારા ઘણી હુશીઆર છે તેથી તેને દરેક કામ શીખતાં વધારે વાર થતી નથી અને દરેક કામ સત્વરથી અને ચાલાકથી શીખી લે છે.

રસીકલાલે આ પ્રમાણે નોકરી સરાફને ત્યાં લગભગ એકવરસ કરી બાદ તેના મનમાં એવો વિચાર આવ્યો કે અરે મેં આટલું ભણ્યા છતાં આવી ટુંકી અને દેશી નોકરી કર્યાં કરતાં ભાઇની માફક પરદેશ જવું એ વધારે સારૂં છે વળી કેહેવતમાં કહ્યું છે કે પરદેશ વેઠયા વીના પઇસો મળે નહિ માટે માજીની આજ્ઞા લઇ પરદેશ જાઉંતો ઠીક થાય એમ કહી એકદમ વિચાર કરવાની સાથે પોતાના કપડાં લતાં પેક કરી તથા જોઇતો સામાન લઇ પરદેશ જવા રસીકલાલ તૈયાર થઈ ગયો બાદ મા પાસે આવી પરદેશ જવાની રજા માગવા ગયો અને ત્યાં જઇ પોતાની માતાને કહેવા લાગ્યો માતાજી મને આ નોકરી દુરસ્ત લાગતી નથી આવી જુજ! નોકરી મને ભણેલાને બીલકુલ કરવી શરમ ભરેલી છે માટે માજી હું તો પરદેશ ગયા વિના રહેનાર નથી તે ઉપરથી માણેકબાઇ ગભરાવવા લાગી અને બોલી બેટા મારી પાસે કોઇ નથી તું પરદેશ જાય તો અહી મને કોણ સાચવે મારે એકલી રહી અહીં શું કરવું મને અહીં જોઇતી વસ્તુ કોણ લાવી આપે મારૂં કામ અહીં કોણ કરે તે ઉપરથી રસીક બોલ્યો માજી આપ ખુશી થઇ મને રજા આપો એટલે હું ત્યાં જઇ ખુશી થઉં એટલું કહે છે એટલે બીચારી માણેકબાઇ ડરતી ડરતી કેહેવા લાગી બેટા હું તો ના કહુ છું પછી તારી મરજી એટલું માણેકબાઇનું બોલવું થાય છે એટલે રસીક પોતાની માને પગે લાગી પોતાના ટંક પેક કરીને બીસ્ત્રો તઇયાર કરી સામાન મજુર પાસે ઉપડાવી ટ્રેન ઉપર ગયો અને ટ્રેનમાં બેશી એક મોટાં ગામની અંદર જવાનો વિચાર કરી ટ્રેન સ્ટાર થવાની સાથે એકદમ ટ્રેનમાં બેશી ગયો.

---

## પ્રકરણ ૨૨ મું.

### મેંનાનો સુંદરલાલ પાસે પ્રેમ આગ્રહ.

આફ્રીકામાં સુંદરલાલે દરરોજ પોતાના શેઠને ત્યાં પચાશ રૂપીઅને ખાવા પીવાની ખાતર નોકરી કરે છે નોકરી કરતાં કરતાં સુંદરલાલને લગ ભગ ૭ માસ વીતી ગયા છે સુંદરલાલ આખા શેહેરનો તેમજ વેહેપારનો પુરો વાકેફગાર થઈ ગયો હતો કયા વેહેપારમાં ને કઇ વસ્તુમાં શું શું મળે છે તે તેને બરાબર માલમ પડયું હતું તેથી શેઠ પાસે સુંદરલાલે રજા માગી પરંતુ શેઠની આગના સુંદરલાલ ઉ-

પર સારી હતી તેમજ શેઠના ઘરના બૈરાં છોકરાંની પણ ચાહયના શેઠની માફકજ હતી ઘરના સઘળાં માણસો સુંદરલાલને ઘણા મનથી તેમજ ઘણા હેતથી બોલાવતાં હતા તેથી સુંદરલાલ મન હંમેશ પ્રફુલીત રહેતું હતું પરંતુ બીજી નોકરીમાં તેને બીજા શેઠને ત્યાં સો રૂપીઆ આપવાનો ઠરાવ નક્કી થઇ ગયો હતો તેથી બીચારો પચાસ રૂપીઆની જુજ નોકરીમાં રહેવાનું ના પસંદ કરી શેઠ પાસે રજા માગી પરંતુ શેઠ તેને છોડવા બીલકુલ ચાહાતા નાહોતા એટલે શેઠ તેને રજા આપવા ના ખુશી જણાવી અને તેજ દીવસથી સુંદરલાલને હંસરાજ શેઠે પચાના સોરૂપીઆ આપવાનું કબુલ કર્યું અને સુંદરલાલને તે જગાએ કાયમ રાખ્યા પરંતુ સુંદરલાલ બીચરો બીજે ઠેકાણે નક્કી કરી આવ્યો હતો તેથી બાચાગને ત્યાંથી નોકરી છોડવા પોતાનું વચન પાળવા સારૂ ઘણું મન થતું હતુ પરંતુ શેઠના ઘરમાં તે ઘણો હળી ગયો હતો અને શેઠને તેનાથી ઘણું ભાવી ગયું હતું તેથી સુંદરલાલને બીજે રહેવાની રજા બીલકુલ આપી નહિ ને બીજી નોકરી કરતાં પચાસ રૂપીઆ વધારી એટલે દોઢસો કરી પોતાના ત્યાંજ રાખવા સુંદરલાલને ફરજ પાડી પરંતુ બીચારા શું કરે બીજા આશામી સાથે બંધાએલો હતો વળી આ શેઠના ઘરમાં પુરો ભોમીઓ થઇ ગયો હતો તેથી તેને તો બીચારાને એક સપડામણની માફક થઇ ગયું હતું તેથી વિચાર કરી બીજા શેઠને ત્યાં નોકરી કરવાનું સાફ ચોખ્ખું નાજ પાડી દીધુ અને તે બીજા શેઠ પાશે માફ માગી અસલ જગીઆએ કાયમ રહયો અને પોતાની નોકરી પર પાછો તતપર થઇ નોકરી કરવી શરૂ કરી બાદ સુંદરલાલ શેઠની આબરૂથી ઝવેરાતનો ધંધો કરવા શરૂ કર્યો વેપાર અને નોકરી પોતાના ખરા અંતઃકરણથી કરતો હતો.

પ્રીય વાંચકો! સુંદરલાલના શેઠ હંસરાજ મોતીના જેવા આખા આફ્રીકા શેહેરમાં કોઇ શેઠ નહોતા હસરાજ શેઠ બોહોળા કુટુંબવાળો તેમજ બાળબચાંવાળો હતો તેમના સ્ત્રીનું નામ મોહીનાંબા હતું તેઅને ફક્ત ત્રણ દીકરીઓ હતી. તેમની એક સોળ વરસના હતી બીજી બાર વરસની હતી અને ત્રીજી આઠ વરસની હતી. મોટીનું નામ મેના હતું વચલીનું નામ ગુલાલ હતું અને નાનાનું નામ ચંચળ હતું શેઠને છોકરાનું સંતાન બીલકુલ નહોતુ તેથી છોકરીઓ ઉપર છોકરા માફક સારો પ્યાર રાખતા હતા સુંદરલાલ ગુમાસ્તો હતો પરતુ સુંદરલાલને શેઠ પોતાના છોકરાની માફક પાળતા હતા સુંદરલાલ પણ

તેમને બાપ સમાન ગણતો હતો સુંદરલાલને કાંઇ પણ નુકશાન થાય કે શેઠ તેનેમાટે મરી પીટતા હતા પરંતુ બીચારો સુદર આબરૂ અને પૈસા મેળવવાની ખાતર ગમે તેવી અઘરી નોકરી પણ કબુલ કરતો હતો. સુદરલાલ આ નોકરી એવી તો સરસ રીતે કરતો હતો કે કોઇ કામમાં કોઇ દીવસ જરા પણ ભુલ સરખી કરતો નહોતો કે કોઇ વખત ભુલ થઇ જાય તો કોઇ માણસ તેને બીલકુલ ઠપકો સરખો પણ આપતુ નહોતુ સુંદરલાલ તેમની ન્યાતનોજ હતો તેથી તેમના હાથની તેમનેકોઇ પણ ચીજ ખાવાને વાંધો આવતો નહોતો સુદરલાલ ઉપર મોદીનાં શેઠાણી તેમજ ત્રણે છોકરીઓની ઘણી સારી ચાહના હતી ત્રણે છોકરીઓ સુંદરલાલને કોઇ વખત ન જુએ કે તેઓને જીવ અદ્ધર રહેતો હતો. એક દીવસ એવો બનાવ બન્યોકે સદીરલાલ પોતાના વેહેપારના કામ સારૂ મોડી રાત સુધી રોકાઇ રહગો હતો તેથી શેઠના ઘરના તમામ માણસો રાતના જમ–વાના વખત સુધી રાહ જોઇ જમ્યા વીના બેશી રહ્યા હતા હરરોજ સુંદરના જમ્યા શિવાય શેઠના ઘરના માણસ કોઇ પણ જમતાં નહી તેથી શેઠના મનને તે દીવસે એમ આવ્યુ કે સુંદરલાલ શેહેરનો ભોમીયો નથી, તેથી આડે રસ્તે ચડી ગયો હશે. માટે તેને શોધવા સારૂ માણસો મોકલુ એમ ધારી પોતાના તમામ માણસોને આખા શેહેરમાં શોધવા સારૂ મોકલ્યા પરંતુ સુદર તો પોતાના વેપારના કામ સારૂ બજારમાં સોદા કરવાની ધામધુમમાં ભરાઇ ગયો હતો. તેથી બીચારો ખાવુ પીવુ બીલકુલ તેવખતે ભુલી ગયો હતો. આ દીવસે સુંદરલાલે ઝવેરાતના દાગીના ખરીદ કીધા હતા તેથી તેમાં તેને એક લાખ રૂપીઆની ખાદ પડી હતી તેથી બીચારો એક ગાયની માફક બની ગયો હતો અને આખરે દરીઆમાં પડી મરી જવાનો વીચાર કરી તૈયાર થઇ ગયો હતો તે વખતે રાત્રીના બાર વાગ્યાનો સમય હતો તે વખતે શેઠના શોધવા મોકલેલા નોકરો બજારમાં વેહેપારી–ઓનાં ટોળામાં તેને એકઠા થઇ ગયા નોકરોએ સુંદરલાલને તાકીદથી શેઠ પાસે લઇ જવા કહ્યું એટલે બીચારો સુંદરલાલ તો ફીકોફચ્ચ બની ગયો ને પોતાના મન સાથે એવો વીચાર કર્યો કે આ ખાદના રૂપીઆ શી રીતે આપીશ ! હાલ મારી પાસે એક લાખ આના સ–રખા પણ નથી હાય હવે હું શું કરીશ આ લોકો મને કયાંથી મળી ગયા. જો ના મળ્યા હોત તો મારે આ સગળી પંચાત દુર થઇ જાત. હાય હવેતો કાલે સવારે માહારે આ રૂપીઆ આપવા

પહશે. આ પ્રમાણે ખાદના ને ખાદના વીચારો કરી સુંદર મૂઢ બની ગયો એટલે આ માફકનો ચહેરો જોઇ નોકરો તેમને કહેવા લાગ્યા સુંદરલાલભાઇ આજ આપનો ચહેરો કેમ ઉદાશ લાગેછે તમે ઘેર જમવા અત્યાર સુધી કેમ આવ્યા નથી આપના વિના આખુ ઘરનાંમાણુસો જમ્યા વીના બેશી રહ્યાછે માટે આપ જલદી પધારો હું આ ગાડીલાવ્યો છું માટે માહારી સાથે પધારો આ પ્રમાણે શબ્દો સાંભળી સુંદરલાલ પોતાના મન સાથે વીચાર કરી એકદમ ગાડીમાં બેઠો અને શેઠનાં ઘર તરફ રવાના થઇ ગયો સુંદરલાલને આવેલો ઘરના તમામ માણસે તેની સામે બારણા સુધી લેવા આવ્યા અને સુંદર લાલને જોઇ ચકીત બની ગયા. વળી સુંદરલાલનો ચહેરો જોઇ ઘરના તમામ માણસો સોચમાં પડી ગયા કારણ સવારના ચેહેરામાં અને હાલનાં ચેહેરામાં ઘણો તફાવત હતો તેથી તેને સઘળાં પુછવા લાગ્યાં કે સુંદરલાલ આજ તમારા ચેહેરામાં આટલો બધો કેમ ફેર ફાર થઇ ગયો છે આજ તમને કાંઇ નુકશાન થઇ ગયુ હોય એમ લાગે છે કે કાંતો કોઇની સાથે તકરાર થઇ હોય. પરંતુ કોઇની સાથે તકરાર કરે એવોતો છેજ નહી માટે તકરાર તો નહોજ હોય એમ ધારી સુંદરલાલને પુછવા લાગ્યાં સુંદરલાલ તમોને આજ શું થયુ છે અત્યાર સુધી જમવા કેમ નહોતા આવ્યા .તમારી રાહ જોઇ ઘરના તમામ માણસો જમ્યા વીના તેમના તેમ બેશી રહ્યાં છે. માટે જમવા ચાલો આ પ્રમાણે ઘરનાં તમામ માણુસોનાં વાકયો સાંભળી સુંદરલાલ બોલ્યો.હું શેઠ-જ વેહેપારના કામ સારૂ રોકાઇ રહ્યો હતો હું અત્યારે બાર વાગ્યા પછી નહી જમુ મને બીલકુલ ભુખ લાગીનથી પરંતુ તમો સઘળાં ભુખ્યાં છો માટે જમી લ્યો આ પ્રમાણે સુંદરલાલને જમવા માટે તેઓએ ઘણી રગઝક કરી છતાં સુંદરલાલ જમવા બીલકુલ બેઠો નહી અને છેવટે થાકીને ઘરના મેતાશિવાય તમામ માણુસો પોતપોતાની થાળી લઇ જમવા બેઠા અને મેતા અને સુંદીર જેમના તેમ પોતાના ઓરડામાં સુઇ રહ્યો.

બીજે દીવસે પ્રાતઃકાળનો સમય થવા આવ્યો છે. પરોઢીઆ-ના પાંચ સાડાપાંચ વાગ્યા છે સુર્યના કીરણો ફુટવાની તૈયારીમાં છે સેહેજ ઠંડી વેહેવા લાગી છે મરઘડાઓ ઘોંઘવાટ કરી રહ્યા છે મજુ-રીઆઓ પોત પોતાના કામે ચાલી નીકળ્યા છે એટલામાં આખી રાત જાગેલો સુંદર પથારીમાંથી ઉઠી બેઠો થયો રૂપીઆ શી રીતે આપવા તે તેના મનમાં આખી રાત વીચાર આવ્યો હતો બીચારો

વીચારમાંને વીચારમાં સોસવાઇ અડધો થઇ ગયો હતો આ વાત શેઠને કરવી કે નહી તે તેના મનને એક મોટો ભારે વીચાર થઇ પડયો હતો એટલામાં સવારનું પરોઢીયું બરાબર ખીલી નીકળ્યું વળી આ વાત શેઠ જાણેતો લઢે તેવી તેને પાક્કો દેસત હતી વળી છ કલાકમાં બજારમાં જઇ ખાદના રૂપીઆ આપવાના છે તેથી બીચારો ભયનો મારો પથારીમાં આઠ વાગ્યા સુધી પણ ઉઠી બહાર આવ્યો નહોતો આ ખાદ પડવાથી બીચારા સુંદરની આબાદ અને પૈસા મેળવવાની વાતતો જેકે બાજુપર રહી ગઇ હતી પરંતુ બીચારાને તેના બદલે ઉલટી ખાદ આપવાની વખત આવી હતી તેથી બીચારાને એ કદમ અફસોસ થવા લાગ્યો પરંતુ તે દીવસે પોતે પુરી હીમત રાખી બજારમાં ગયો લેણદારોએ સુંદરને દેખી ખાદના રૂપીઆની ઉઘરાણી કરી તેથી સુંદરે તેઓ પાસેથી ચાર દીવસની મેહેતલ પઇસા આપવા સારૂ માગી લીધી સુંદરને આફ્રિકામાં લગભગ અત્યાર સુધીમાં એક વરસ થયુ હતુ પરંતુ બજારમાં તેનો આબરૂ એવીતો સરસ બંધાઇ હતી સુંદરને દશલાખ રૂપીઆ સુધીનો માલ ધીરી શકતા હતા તેથી લેણદારોએ તેને ચાર દીવસની મુદત ઘણી ખુશીથી આપી હતી બાદ વેહેપારીઓ તેની સાથે વેપાર આટલું દેવુ છતાં પણ ઘણી ખુશીથી કરતા હતા આ દીવસે પણ સુંદરલાલે એક હીરો ખરીદ કર્યો હતો તેમાં પાછી તેને એક લાખ રૂપીઆની ખાદ આવી હતી આ ખાદ પડવાથી બીચારા સુંદરને પુરો મરણ વખત આવી પોહોચ્યો હતો પરંતુ સુંદરલાલ પણ એક વેહેપારીનો દીકરો હતો તેથી વેહેપાર કરવામાં પાછી પાની કાઢતો ન હોતો ખાદ ગયા છતાં પણ પોતાનો વેહેપાર જારી રાખતો એ વખતના સોદામાં મલીસુંદરલાલને બેલાખ રૂપીઆ ખાદ આવી તેથી બીચારો થોડો થોડો વેહેપાર કરતો હતો પરંતુ વેહેપાર કર્યા વીના બીલકુલ રહેતો ન હતો આફ્રીકા આવી ઉલટો સુંદરલાલ ભારે દેવાદાર થઇ ગયો ને પેહેલાં કરતાં શરીરમાં પણ ઘણો નબળો પડી ગયો હતો તેથી તે એકદમ માંદો પડી ગયો હતો પથારીમાંથી ઉઠવાની પણ શક્તિ રહી નહોતી મંદવાડ છતાં પણ દેવાના રૂપીઆ આપવાની તેના મનને હરદમ ચિન્તા રહેતી હતી. લોકો સુંદરલાલ પાસે મંદવાડ વખતે પણ ઉઘરાણી કરવા આવતા હતા પરંતુ શેઠજે સુંદરના આ રૂપીઆ વીશેનિ બિલકુલ વાત જાણતા નહોતા પરતુ એક દીવસ સુંદરના એ લેણદારમાંનો એક લેણદાર સુંદરલાલને બજાર ન આવતો જોઇ ઉઘરાણી આવ્યો હતો

પરંતુ સુંદરલાલ ભરરોગની અંદર પડેલો હવો તેથી તેનાથી બીલ- કુલ જવાબ દઇ શકાશ તેવુ નહોતુ પરંતુ તે વેહેપારીને હાથની સમસામાં સમજાવ્યું કે મને મટશે એટલે તમારા રૂપીઆ વ્યાજ સાથે આપી જઇશ— આ પ્રમાણે સમશા કરવાથી શેઠની મોટી છોકરો હરદમ સુંદની પાસેજ બેશી રહેતી હતી તે છોકરી જાણી ગઇ હતી તેવી પોતાના બાપને એ બીના કહી આવી તે ઉપરથી હંસરાજ શેઠ બાહારના હોલમાંથી સુંદર સુતો હતો તે હોલમાં આવ્યા ને પુછવા લાગ્યા સુંદરલાલ આલોકો તમારી પાસે શું માગેછે આ પ્રમાણે ડાસાનો સવાલ સાંભળી બીચારો ભર મંદવાડમાં બોલી શકે તેવો નહોતો પણ બે આંગળી કરી ડાસાને દેખાડી કહ્યુ બે લાખ રૂ- પીઆનું મારે દેવુંછે એમ શમશા બતાવી પોતાની આંખમાંથી ચો- ધારે આંશું નીકળવાં લાગ્યા તે જોઇ શેઠે તેને પઇસા તરફ્થી ઘણી હીંમત આપી પરંતુ સુંદરની આંખમાંથી નીકળતાં આંસુ બંધ થતાં નહોતાં પછી ડાસાએ સુદરને ધીમે આસ્તે પુછ્યું ભાઇ સુંદર તને શું દુઃખ છે મને કહે તું કોઇ જાતથી મુંઝાઇશ નહી હું તને મારા છોક- રાની માફક ગણું છુ માટે બેટા બેટા બોલ તને શું દુઃખ છે તારા લેણદારોને હાલ બોલાવી તારા સઘળા વાના રૂપીઆ આપી દઉછું સુંદરલાલ તું શુ આ માટેજ ગભરાય છે બેટા તાહરે કોઇ કામમાં મુંઝાવવું નહીં કાંઇ કામ હોયતો તારે મને તુરત કહેવું જોઇએ મેં કોઇ ચીજ તારાથી વધારે ગણી નથી બેટા તને એક માહારા પુત્ર સમાન માનછું સુંદરલાલ તારા લેણદારો ને મેં બજારમાં બોલાવવા મોકલ્યા છે તેમને રૂપીઆ હું આપી દઇશું પણ ભાઇ સુંદરલાલ આ ડાકતરે સાહેબ આવ્યા છે તેમને તારી નાડ દેખાડ તે તને શું રોગ છે તે જોઇ દવા આપે એટલે તને તુરત આરામ થઇ જાય સુંદરલાલ આ તાહારૂ ગર છે તું તાહારા મનમાં એમજ સમજજે તું તારા ઘરમાંને આ ઘરમાં જરા પણ જુદાઇ રાખીશ નહી બેટા ડાક્તર સાહેબને તારી નાડી દેખાડ એટલું કહે છે એટલે સુંદર પોતાનો હાથ ડાક્તરના હાથમાં આપે છે ડાક્તર નાડી જુએ છે એટલામાં બજારમાંથી બો- લાવેલ વેહેપારીઓ આવે છે તેમને હસરાજ શેઠ માળ ઉપર લઇ જઇ રૂપીઆ ગણી આપેછે વેપારી રૂપીઆં લઇ વીદાય થાય છે ડાક્તર જોઇ સુંદરલાલને એક માસે સારૂ થશે એમ કહી દવા આપવાનું કહી દાક્તર સાહેબ શેઠના નોકરને પોતાના દવાખાંને લઇ જાય છે બાદ નોકર સાથે દવા મોકલાવે છે દાક્તરને સુંદરલાલને જોવા

સારૂ દરરોજ બે વખત આવવા શેઠે ફરમાવ્યું હતું દાક્તર તે પ્રમાણે દરરોજ આવ્યા કરતા હતા દાક્તરે આ પ્રમાણે એક માસના સાટે લગભગ છ માસ કાઢી નાંખ્યા હતા છ માસ પછી સુંદરલાલ ઓરડામાંથી પગથીઆ સુધી આવી શકે તેવો થયો હતો છતાં સુંદરલાલની દવા જારી રાખી હતી આ પ્રમાણે સુંદરલાલ લગભગ બાર માસ પછી બજાર સુધી આવી શકે તેવો થયો હતો બાદ શેઠે તેની શક્તી વધારવાની દવા ચાલુ રાખી હતી આ પ્રમાણે સુંદરલાલને છેક સારો થતાં સુધી દોઢ વરસ લાગ્યું હતુ બાદ અસલ સ્થીતીમાં આવી ગયો હતો આ મંદવાડમાં હંસરાજ શેઠને આસરે દાક્તરની ફી વીગેરે ખર્ચ મળી લગભગ રૂપીઆ પચાસ હજાર થયો હતો. હંસરાજ શેઠ ઘણા ચહાતા હતા પણ સુંદરલાલ તેને ઘણો પ્યારો લાગતો હતો તેથી તેને માટે તે લાખો રૂપીઆ ખરચી નાખવા કબુલ કરતો હતો પણ સુંદરલાલને કાઢવો તે તો તેના પ્રાણપર વાત આવી જતી હતી મેના આ પ્રમાણે સુંદરલાલનો મંદવાડ જોઇ બોચારી જ્યાં સુધી સુંદરલાલનો મંદવાડ રહ્યો ત્યાં સુધી તેને તેના મનમાં ઘણી ચીંતા થતી હતી. અને તેની પાસે હરદમ બેશી રહેતી હતી આખા ઘરના તમામ માણુશો કરતાં મેનાને સુંદરલાલ માટે ઘણુંજ દુઃખ લાગતું હતું મેના સુંદરલાલને એક પળ ન જુએ કે ઘાભરી બની જતિ હતિ. મેના તેને હરરોજ પ્રેમલાડ કરી બોલાવતિ હતિ અને સુંદરલાલ તેને પોતાના શેઠનિ છોકરી જાણી. બેહેન કહી બોલાવતો હતો, સુંદરલાલે પોતાના દેવાદારને બે લાખ રૂપીઆ હંસરાજ શેઠ પાસેથી અપાવ્યા હતા ને વળી પોતે માંદો હતો તેના ખરચમાં પણ શેઠ પાસેથી પચાશ હજાર રૂપીઆ લીધા હતા. છતાં પણ હંસરાજ શેઠનો તેમના ઉપર ભાવ તેવોને તેવો કાયમ હતો સાજો થયા પછી સુંદર પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો હંસરાજ શેઠના દેવા અઢી લાખ રૂપીઆ થઇ ગયા છે વળી વ્યાજ પણ તેમનું ચઢે છે તે દેવા રૂપીઆ મારાથી શી રીતે પુરા પાડી શકાશે, પ્રભુ મારી આશા તો છેક નીશફળ ગઇ તો ગઇ પણ ઉલટો તેં તો મને ભારે દેવાદાર બનાવી નાખ્યો વળી ગુરૂજીનું આપેલું માદળીયું પણ ખોઇ બેઠો હાયા આ વખતે માદળીયું મારી પાસે હોત તો મારે આ દશા ભોગવવા વખત બીલકુલ આવતી મુશકેલ હતિ વળી મારી પાસે માદળીયુ હોત તો ગુરૂજીને પણ માદળીયુ મારીપાસે હયાત

હોત ત્યાં સુધી કોલ મુજબ દર મહીને મળવા આવવું પડત પરંતુ તે સઘળુ મારૂ ભાગ્ય ગયુ ગયું તે તો મારા ઉપર સુખના બદલે ઉલટુ દુઃખ નાખવા માંડયુ પણ હાય આ વખતે મારી સાહાય કોણ કરત પણ હાય હંસરાજ શેઠે મને જીવતદાન આપ્યુ છે ઇશ્વર મને તે મનો વખત ભુલાવવા ન આપે પણ હાય ગુરૂજીનુ કહેવુ સત્ય છે ગુરૂજીએ કહ્યું હતું કે બચ્ચા જ્યાં જઈશ ત્યાં માન પામીશ પણ ખરે તે પ્રમાણેજ થયુ છે અસાર સુખીમાં તો કોઈ જગોએ અપમાન થયુ નથી પરંતુ માનમાં વધારો થાય છે પરંતુ ગુરૂજી શુ કરે એજ અક્રમએ તેમના કહેવા મુજબનું માદલીયું ખોઇ નાખ્યુ તેમાં હું કોનો વાંક કાઢું વાંક માત્ર માહારોજ છે કદાચ આ બનેલી વાત ઘેર ભાઇને લખું તો તે બીચારા ઝુરી મરે, જો સ્ત્રિને લખું તો તે અહીં આવ્યા વીના રહેજ નહી ભાઇ બેહેન અને માતા પણ બચરાં દુઃખમાંજ દીવસો ગાળતા હશે તેઓનું શું થયું હશે ! હું તો હજરો ગાઉ છેટે આવી પડયોછું વાહાલા ભાઇ બેહેન માતા ક્યારે મળશે એમ કહી દુખીઆરો સુંદર એકદમ રડી પડયો ને ઉપરથી હંસરાજ શેઠ તેને પુછવા લાગ્યા ભાઇ સુંદરલાલ તું કેમ પડો રૂએ છે ! વળી પાછું તને શું દુઃખ આવી પડયું ! બેટા તું હર વખતે શોકમાંને શોકમાં રહો કેમ ગભરાયછે ! આ ઠેકાણે શેઠના શબ્દો સાંભળી સુંદર બોલ્યો– પીતાજી મને કાંઇ દુઃખ નથી હાલમાંમને મારાં દુઃખી મા તથા ભાઇ બેહેન સાંભળી આવ્યા છે તે બીચારાઓનો શું વલે હશે ! કરતા સું હશે ! તેઓનો નિરવાહ મારા ઉપર ચાલે છે મેં ઘેરથી નિકળ્યા પછી ચંદ્રપુર નગરથી ફક્ત ત્રણુશો રૂપિઆ મોકલાવ્યા છે, આ વખતે મને ઘર તરફનો પુરો સંતાપ આવી પડયો છે. શેઠજી મારા દુખોમાં કોઇ જાતની ખામી રહી નથી દુનિઆપર આ રીતે કોઇ ઉપર દુઃખ નહિ. પડયા હોય પણ ફક્ત મને અભાગીઆનેજ પડયાં છે. શેઠજી આવાત જો હું મારા ઘર આગળ જણાવું તો તેઓ બિચારાને ઝેર ખાઇ મરવું પડે શેઠજી હું તો આપનિ નોકરી કરી આપનું દેણુ દુર કરી આપીશ મારી દેહ અહીં ગાળીશ. તોપણ આપનું દેવું પુરૂ કર્યાં વીના રહીશ નહી પરંતુ શેઠજી વાહાલા માતાજી તથા વાહાલા ભાઇ બેહેન અહિંજ મળે ! આ શબ્દો સાંભળી શેઠ બોલ્યા બેટા તું શું કામ ગભરાય છે મેં રૂપીઆ આપ્યા છે તેથી તું ગભરાઇશ નહિ સુંદરલાલ તારે તારા

માતાજી ઉપર રૂપીઆ મોકલવા હોયતો મોકલ તું અહીંજ રહેજે તારી માતાને તારે જે વખતે રૂપીઆ મોકલવા હોય તેવખતે મારી આગળ કરેજે હું આપીશ. ગભરાઇશ નહી તાહારે તારે ઘેર જવું હોય તો પણ ખુશીથી જઇ પાછો આવજે સુંદર મુંઝાઇશ નહી આ તાહારૂ ઘર છે એમ સમજજે તું માહારા દીકરા બરોબર છું બેટા તું તારા મનમાં જરા પણ સોચ લાવીશ નહી હસગાજ શેઠના આખા ઘરમાં સુંદરલાલને એક પળ પણ ના જુએ કે તરતજ પોતાના મનમાં ગભરાવવા લાગતાં હતાં સુંદરનો ચેહેરો ઘણો રળીઆમણો હતો તેમજ તેને ગમે તેવાં લુગડાં પેહેરાવતાં તોપણ તેને સારા શોભી ઉઠતા હતા સુંદરને જોઇ શેઠની મોટી છોકરી મેના સુંદર ઉપર ફીદા થઇ ગઇ હતી. પરંતુ શેઠ સુંદરને છોકરા બરોબર માનતા હતા તોપણ છોકરી તે વાત કોરાણે મુકી દઇ સુંદર સાથે પ્યાર બાંધવાનો પ્રયત્ન કરતી હતી પરંતુ સુંદરના મનને તો બીચારાને તે બાબતનું કઇજ નહોતુ સુંદરતો તેને હરરોજ બેહેન કહીજ બોલાવતો હતો તેમ બીજી છોકરીઓને પણ તેજ માફક બેહેન કહી બોલાવતો હતો અને શેઠની સ્ત્રીને મા કહી બોલાવતો હતો ને શેઠને પીતાજી કહી બોલાવતો હતો બાહારના અજાણ્યા માણસોનો સુંદરને તેમનો છોકરોજ સમજતા હતા પરંતુ શેઠની મોટી છોકરી મેના સુંદરલાલના ચાલ છટા ચેહેરો રોફ હુંશીઆરી જોઇ સુંદરલાલ ઉપર ફીદા થઇ ગઇ હતી હરવખતે સુંદરલાલ બીચારો એકાન્તમાં વાંચવા કે લખવા બેઠો હોય કે તેની પાસે જઇ બેસતી અને તેના મ્હોં આગળ ચટકા કરતી પરંતુ સુંદર જરાપણ ધ્યાનપર લેતો નહોતો. આ રીતે મેના સુંદરલાલને લગભગ સુંદરના મંદવાડ પેહેલાં એક માસ અગાઉ અગાઉ આ પ્રમાણે કરતી હતી સુંદરલાલ મંદવાડમાં હતો છતાં પણ તેની પાસેથી તે બીલકુલ ઉઠતી નહોતી. તેને ઘરમાં માણસો જમવા બોલાવતાં તોપણ તે ઉઠતી નહોતી. ને આખો દીવસ તેનાને તેનીજ પાસે બેશી રહેતી. બીચારા સુંદરને મંદવાડમાં પોતાના સરીર સરખાનુ પણ બીલકુલ ભાન નહોતુ. સુંદરનું શરીર મંદવાડમાં કાષ્ટ સરખું બની ગયું હતું છતાં આ છોકરી તેનાપર જેવાને તેવો આબાદ પ્યાર રાખતી હતી. જ્યારે સુંદરલાલ મંદવાડમાંથી ઉઠયો ને સાજો થયો કે સુંદરને આખો દીવસ ઘેર રાખતી હતી સુંદર કોઇ કોઇ વખત બાહાર જવાનું કહેતો તો તેને મુદલ જવા સારૂ ના પા-

ડતી. મંદવાડમાંથી ઉઠ્યા પછી સુંદર ભોળા ભાવે બિચારો એક માસ આખો ઘેર બેશી રહ્યો.

એક દિવસ એવો બનાવ બન્યો કે સુંદર રાત્રે પોતાની પથારીમાં લસલસ નીદ્રામાં હતો તે વખતે રાત્રીના બાર વાગ્યાનો સમય હતો. તે વખતે મેના પણ પોતાની પથારીમાં હતી ત્યાંથી એકદમ ઉઠી સુંદરના પગ આગળ આસ્તે આસ્તે જઇ તેના પગ આગળ ધીમે ધીમે મેના છેક પડખા સુધી જઈ પહોંચી. એટલામાં સુંદર ઊંઘમાંથી પાસું ફરડી ડાબી બાજુ ફરવા ગયો. એટલે મેના તેને અથડાઇ જેથી બીચારો પોતાના મનમાં ગભરાયો ને પથારીમાંથ ઉઠી દીવો કરી વોલસીટ બોલ્યો મેના બેહેન મેના બેહેન મેના બેહેન મેના બેન અહીં કેમ આવ્યા છો ? આ શું કરો છો ? તમે કેમ માહારા ઓરડામાં આટલી રાત્રે આવી ચઢયા ? કેમ માહારૂ કાંઈ કામ હતું ? શું કાંઇ બહાર મોકલવો છે ! શા કામે આવ્યા છો શું તમારા પિતાજી બોલાવે છે ! અધી રાત્રે શું કામ પડ્યું છે ! મેના બોલોને કેમ જવાબ નથી દેતાં ? બોલોને કેમ બોલતાં નથી આ પરમાણે સુંદરલાલના વાકયો સંભળી મેના બોલી નાના સુંદરલાલ હું તો સેહેજ આવી છું મને તો માહારૂં ખાનગી કામ છે કહો શું કામ છે ? જે હોય તે કરવાને તૈયાર છું માટે બોલો મેના શું કામ છે. તે કામ તમારાથી થશે ? તમે કરશો ? તમારી હીંમત ચાલશે? કામતો તમારાથીજ થઇ શકે તેવું છે; માટે કરશો ? હા કહો શું છે- લાવો તારે વચન આપો કે કામ કરીશુ હા લ્યો વચન આપું છું કે માહારાથી બનશે તો તે કામ હું કરીશ. ના તેમ નહિ મને એમ વચન આપો કે તું જે બતાવીશ તેમ કરીશ. પરંતુ મેના મારાથી ના થઈ શકે તેવું હોયતો તો પણ વચનની ખાતર કરવુંજ પડે માટે જો કરવું હોય તોજ વચન આપજો. નહિતો સાફ નાજ કહી દેજો (સુંદર વિચાર કરીને કહેકે) ના ના ના છે માહારાથી નહીંજ બને ત્યારે જવા દો ત્યારે સુંદરલાલ માહારે કાંઇ તમોને આપવું છે તે તમે જાળવી રાખશો! હા ઘણી ખુશીથી કેમ નહિં જો જો પાછા ફરી જાવ વચન આપવામાં જેમ ફરી ગયા તેમ આમાં પણ જો જો ફરી ફરી જત જો જો એ ચીજ તમારે તમારી હયાતી સુધી જાળવી રાખવી પડશે. અને જ્યારે માગુ ત્યારે તે ને સોંપવી પડશે. હા ઘણી ખુશીથી કેમ નહિં તમારી ચીજ છે ને તમે મુકી જાઓ છો તો તમો માગશો ત્યારે કેમ નહિ આવું. ત્યારે સુંદરલાલ એ ચીજ સાચવવાની તમારી પુરી

કીમત છે ? (ભોળા સુંદર બીચારો વિચાર કરે છે) (શું ચીજ હશે ? શું આપશે ? કેવી હશે ? લાવ જોઇએતો ખરા ? ) કહી કહે છે. હા લાવો જાળવીશ મ્હારી પુરી હીંમત છે. જો જો હો પાછા ફરી જતા જાળવવી મુસ્કેલ પડશે (વળી પાછો વિચાર કરે છે) લાવોને શું છે જાવ જાવ તમે તો ઉધવા પણ દેતા નથી વળી એવી તે કેવી ચીજ છે કે આટલી બધી. પડપુછ કર્યા કરો છો. અરે એ ચીજતો ઘણી અમુલ્ય છે. ને નથી તો જરાકે નથી. માટે બોલો શું કહો છો? લાવો હું તો કહું છું કે. જળવીશ. મ્હારે તમારી ચીજ જાળવવી એ મ્હારી ફરજ છે કારણ હું તમારે ત્યાં નોકર છું એટલે માહારે જાળવવીજ જોઇએ. વારૂ ત્યારે તમારી પાસે કાંઇ બીજી જગ્યા મુકવાની નથી તે માહારી પાસે મુકવા આવ્યા છો ? બીજી જગ્યાએ મુકું તો શોભે તેમ નથી વળી કોઇ લઇ જાય તેના કરતાં તમારા જેવા સદ્દર આશામીને સોંપવામાં શું વાંધો છે. બહુ સારૂ ત્યારે તમારી મરજી મને સોંપવાના છે. તો લાવો. લેવી હોય તો પુરતો વિચાર કરજો. પાછલથી ના નહી રહેવાય. ના કહેશો તો પાછી મ્હારે તમારે તકરાર થશે. તમે એ ચીજ મને કેમ સોંપો છો ? હું તમારા બાપનો લગભગ પોણા ત્રણ લાખનો દેવાદાર છું છતાં તમે મને આ ચીજ સોંપવા, ધારો છો તે તમને મારા ઉપર ભરૂસો આવે છે ? હા મને તમારા ઉપર પુણ ભરૂસો આવે છે મને તમારી જરા પણ અણુપર્તજ નથી. તે વાત ખરી પણ કદાચ એવી ચીજ હાલ મારી પાસે ન હોય ને કદાચ વપરાઈ જાય તો તમો પોતે વાપરશોને વપરાઇ જશે તો મને હરકત નથી પણ વાપરતાં વધે તો મને પાછી સુંપવી પડશે હા હા લાવો જાળવી પાછી આપીશ ઘણી ખુશીથી લાવો ? ત્યારે લાવો વચન, હેં શું બોલ્યા. પાછું વચન વચનને માટે તો મેં તમને પેહલેથજ સાફ ના પાડી છે ત્યારે લખી આપો કે તમારી આપેલી થાપણ માહારે તમને જ્યારે માગો ત્યારે પાછી સોંપવી વળી આપેલી થાપણમાંથી મારી પાસે ન હોયને વાપરૂં ને વાપરતાં જે રહે તે તમને આપવી ને કદાચ બધી વપરાઇ જાય તો દેવા દેવા નહી પરંતુ હોયતો આ લખાણ મુજબ ન્યાયની રીતે એને પાછી આપવી એ પ્રમાણે દસ્તાવેજ કરી આપો ? હા દસ્તાવેજ કરી આપું પણ તમો આપ્યા પછી હું વાપરી નાંખુ ને તમો વાપરી નાંખો ને ખોટું કહી ફરીયાદ કરવાની દેહેશત રહેતી હો-

ચતો માહારે તે બાબતનો ખુલાસો કરી તમોને સામો દસ્તાવેજ કરી આપવો ( સુંદર પોતાના મનમાં શું છે લાભને લક્ષ લઇએ આટલો બધો ખુલાસો કરી આપે છે દસ્તાવેજો સામા સામી થાય છે છતાં આપણે ના રાખીએ અને એમના બાપ જાણે કે માહારી દીકરી આ-ટલી થાપણ આપવા આવી છતાં પણ સુંદરલાલે સંઘરી નહીં તેમ કહે માટે લાવ લખાણ કરતાં વચનગાંજ લઇ લઉં એમાં શું હરકત છે )

આ પ્રમાણે વીચાર કરી બંને જણાએ સામા સામી કોલ કરાર નક્કી કર્યા અને સામા સામી વચન આપી રહ્યાં વચન આપ્યા પછી મેના બોલી. માહારી થાપણ કાંઇ મોહોટી નથી ફક્ત જુજ ના-હાની છે તે તમેજ જાળવી શકશો તેવી હવે મને મારા મનમાં પુરી ખાત્રી થઇ ગઇ જો જો પાછા ભુલતા નહી, પાછા ફરતા નહી, વારૂ વારૂ જાવો જરૂર પાળીશ ત્યારે લ્યો થાપણમાં આ માહારી દેહ આપને સોંપુ છું આ શબ્દો સાંભળી સુંદર ગભરાઇ બોલ્યો. અરરરરરરર આ શું બોલ્યાં આ તમારા મોંહોમાંથી શબ્દ કેમ નીક-ળ્યો તમે આ શું બોલો છો આ તમને બોલવુ શું ઘટીત છે ? ઘટીત હોય કે ન હોય પરંતુ ચોકસી કરીને થાપણ રાખી છે માટે તમારે સંઘરવીજ પડશે તેમાં તમારી કાંઈ વાત નહિ ચાલે માટે ( છાતી ઉપર હાથ મુકી ) આ મારી આપેલી થાપણ સ્વીકારી (પગે પડે છે)

આ દાસીને સાહાય કરો તે સાંભળી સુંદર બોલ્યો મેના બેહેન તમે મને આવા આવા મરમ ભરેલા શબ્દો કહી લલચાવી નાખ્યો અને એકદમ ભોળવી લીધો. પરંતુ તે થાપણે મારાથી કોઈ કાળે રખાશે નહિ વળી ભુલ્યા મે તમોને વચન આપતા વખતેજ કહ્યું હતું કે માહારી આપેલી થાપણ કાંઇ પણ હરકત કે આનાકાની કર્યા શી-વાય વચન આપ્યા પછી તુરતા તુરત સંઘરવી પડશે. પણ બેહેન તમે મને આ ખુલ્લે ખુલ્લું કહ્યું હતું કે આ થાપણ છે વાહાલા આવા અઘટીત શબ્દો કેમ બોલો. છો વચન આપ્યુ એટલે હવે તો આપણો ધણીધણીઆણિનો સંબંધ બંધાયો માટે વાહાલા બધી વાતો પડતી મુકી. વચન પાળો વચનથી ખોટા અને દુનીઆમાં જુઠા પડવું હોય તો તમે જાણો. ( સુંદર વિચાર કરે છે શું કરવું? કાંઇ સુજ પડતી નથી કયે રસ્તે જાઉં ? જો તેનો બાપ મારો શેઠ આ પ્રમાણે બીના જાણશે તો તેની શકતા મને આ ઘાણીએ ઘાલી પીલાવી નાખવાની છે જો તે જાણેતો તેમ કર્યા વિના રેહેજ નહિ.

વળી મેં અહીં વચન આપ્યું છે તે પણ ખરી રીતે પાળ્યા વિના ચાલેજ નહિ હાય આતા ઉલટી સુડી વચ્ચે સોપારી આવી શું કરૂં કર્મ હીણને શું જવા દઉં ( એમ વિચાર કરી બોલ્યો, મેનાએ વચન એ ખરૂં મારાથી કાંઈ ના કહેવાય તેમ નથી પરંતુ મેના માહારા ગરીબ ઉપર નીધા રાખી માફ કરો તો બહુ સારૂ માહારી મોટી ભુલ થઈ ગઇ છે. મેના હું તમારો નોકર છું મે તમારૂ અંન ખાધું છે તમારૂં નીમક ખાધું છે માટે મેના મારાથી તે હરામ થનાર નથી. માટે માહારા કરતાં તમને દુનીઆમાં લખ્ખો મળસે માટે મારા જેવા દેવાદારને વરવા કરતાં કોઇ પૈસાદારને વરશો તો તમારી તથા તમારા બાપની આબરૂ રહેશે માટે માહારૂ કહ્યું માની મેના બેહેન મને માફ કરો હુ તમારો દાશ છું નોકરછું બમ મને માફ કરો. પ્રાણનાથ આમાં શું માફ કરવાતુંછે, તમે તમારી ખુશીથી વચન આપી ચુકયા છો. મેં કાંઈ તમારી પાસેથી જોરજુલમથી લીધું નથી કે કાંઇ છેતરીને લીધું નથી. તમે બરોબર ચોકસાઇ કરીનેજ આપ્યું છે માટે પ્રાણ-નાથ શું કામ ના કહો છો આમાં કાંઇ ના કહે ચાલનાર નથી વળી સખતાઈથી કહુ છું કે ના કહેશો તો પણ હુ તમોને એક પળ પણ છુંટા મુકનાર નથી આજથી તમો મારા હૈયાના હારછો. માહારી કો-ટના માદરીઆ છો મારા શીરના મુગટ છો. આપ ગમેતો ગરીબ હો યા તવંગર હો પરંતુ હું કાંઇ ગરીબ તવંગરને વરી નથી હુંતો ફકત તમારી હુશીયારીનેજ વરી છું માટે પ્રાણનાથ મારૂં કહ્યું માની આ અબળાને આપના ચરણની દાસી જન્મારાની બનાવે એજ મારી છેવટની અરજ છે પ્રાણનાથ આપના શીવાય દુનીયામાં સઘળા પુરૂષો મારા ભાઇ બાપ સમાન છે અને આપ માહારા ભરથાર છો આ પ્રમાણે સુંદરલાલે મેનાના વાંકયો સાંભળ્યા એટલે સુંદરલાલ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો આ તો લેવા ગઇ પુત ને ખોઇ આવી ખસમ એવો ગાટ થયો હવે કરૂં શું આ વાત જો તેમના પીતા જાણેતો મારા બાર વગાડી દે માટે આ વખત હાલમાં ગમત કરી જવી એમ ધારી પોતાની પથારીમાં સુઇ ગયો અને મેના પણ પોતાના ઓરડામાં આટલીવાત બન્યા પછી ચાલીગઇ બંને જણા પોતપોતાના ઓરડામાં આના આ વીચારમાં બીલકુલ જાગરત રહ્યા.

સુંદરલાલ બીજે દીવસે પરોઢીઆમાં ઉઠી એકાન્તમાં બેઠી મેના તરફનાજ વીચાર કરતો હતો તે વખતે તેને પોતાની મા તથા

ભાઇ યાદ આવ્યાં કેટલાક દીવસ થયાં ઘેર કાગળ લખ્યો નથી માટે માતાજીને કાગળ લખવો એ ઘણું સરસ છે પરંતુ આ બેહેન ભાઇ તથા મારી સ્ત્રી મારા મંદવાડની હકીકત જાણસે તો એકદમ અધીક ખાઇ જરૂર મરણ પામશે. તે લોકોનુ હૃદયુ ઘણુ પોચુ છે માટે થોડી ઘણી સારી સ્થિતી થયા શીવાય ઘેર આગળ કાગળ લખવો તે ઘણું ખોટું છે ત્યારે હાલમાં ત્યાં કાગળ લખવો બંધ રાખુ એ ઠીક છે પરંતુ મેના મારી પાછળ આદુ અને સુઠ ખાઇ મંડી છે વળી તેના પીતાજી મારી પાસે લગભગ પોણા ત્રણલાખ રૂપીઆ માગે છે અને વ્યાજ ચઢતુ જાય છે કદાચ આ વાત તેના જોવામાં આવશે તો તે મને ઠેર મારશે અને બીન વસીલો માર્યો જઇશ. એમાં જરા પણ શક નથી. માટે મેનાને શું હકીકત કહી સમજાવી કે તે માહારા ઉપર હવેથી ચાહવું મુકી દે ઠીક છે હવે એને મારી પાસે આવવાદે જોઉ છું ગમે તે યુક્તી કરી તેને ભોળવી મારા પરનો મોહ ઉતરાવી નાંખવા પ્રયત્ન કરૂં.

---

## પ્રકરણ ૨૩ મું.

### રતીકાન્તનું કેદમાંથી છુટવું અને સુધરવું.

રતીકાન્ત પીતા બન્સીલાલ તથા તેમની સ્ત્રી પોતાના ઘરમાં દીકરાના કેદમાં જવાના શોકથી ચીન્તામાં બેઠા હતા તેને શું યુક્તી કરી છોડાવવો તે વિચાર કર્યા કરે છે છોકરો છુટવો મુશકેલ છે હું તેને પેહેલેથીજ કહેતો હતો કે આ કુચ્છંદીઆના સોબત કરી છે પરંતુ આખરે તેને ખબર પડશે એવું ઘણી વખત કહ્યા છતાં પણ બીલકુલ ધ્યાન દેતો નહોતો તેથી તેની આ વલે આવી પોહોંચી છે પ્રીયા રતીકાન્તને આ વખતે છોડાવવો કે નહી જો છો- ડાવી લાવીશું તો તે આ ટેવ ભુલનાર નથી માટે બંનેને સજા ખવડાવવી એ ગણું સારૂં છે સજા ખાધાવીનાએ હરામખોરો મા- નવાના નથી ને ઠેકાણે પડવાના નથી માટે પ્રીયા તું કહેતી હોય તો તેને છોડાવવા પ્રયત્ન કરીએ. નહીં તો જેમ થતું હોય તેમ થવા દઇએ. માટે પ્રીયા બોલ તાહારી મરજી કેવી છે તે મને કહે આ પ્ર- માણે બન્સીલાલનું બોલવું સાંભળી તેમની સ્ત્રી બોલી પ્રાણનાથ નહીં છોડાવીએ તો લોકોમાં આપની આબરૂના કાંકરા થઇ જશે ને લોકો

ઉલટા કહેશે કે છેવટે આ વખતે પણ છોકરાના સગા ના થયા ને ઘેર બેશી રહ્યા ને પૈસો વાહાલો કર્યો. માટે આ વખતે મારા ધારવા પ્રમાણે છોડાવી લાવો તેને ઘણી ઠાવકાઇ ઠેકાણે લાવવો એજ સારૂ છે અને આપણો આ બાપનો એ ધર્મ છે માટે આ વખતે તો તેને છોડાવવો માટે જલદ વકીલ બારીસ્ટર કરી તેમનો બચાવ મેળવી તેને પુછી તેને છોડાવવા પ્રયત્ન કરો એટલું સાંભળી બીચારો રતીકાન્તનો બાપ પોતાનો દીકરો ખરાબ ચાલનો છે છતાં લોક લજ્યાએ વકીલ બેરીસ્ટર કરી છોડાવવા સારૂ રૂપીઆ પાનસો ખરચી નાખ્યા ને મુદતને દીવસે સાક્ષીઓને સમજાવી રતીકાન્ત વિરૂધ સાક્ષી ન પુરે તેવા સાક્ષીઓ સાથે બંદોબસ્ત કરી માહામુસીબતે રતીકાન્તને તેનો બાપ છોડાવી લાવ્યો અને કુન્દનદીલાલ ઉપર સખત પુરાવો પડવાથી તેને ત્રણ વરસ સખત કેદની સજા પડી હતી કુન્દનદીએ સજા ખાધી હતી તેથી શેહેરના તમામ લોકો રાજી થતાં હતા રતીકાન્તને તેનો બાપ છોડાવી પોતાને ઘેર લાવ્યો રતીકાન્ત કાચી જેલમાં જઇ આવ્યા પછી લોકોમાં એટલો તો શરમાતો હતો કે જાણે શરમનો માર્યો બીલકુલ બહાર નીકળતો નહોતો તેના મા બાપો તેને આ બાબતનો અને પહેલાંની દોસ્તની બાબતોને માટે તેને ઘણો ઠપકો આપતા હતા તેથી તે ઘણો શરમાતો હતો. અને હરવખતે તેના મનમાં એમ આવતુ હતું કે કોઇ પણ બીજા માણસની સોબત કરવી નહી એવો તેના મનને ખાસ વીચાર થતો હતો અને તેના માબાપોને પણ રતીકાન્તના પકડાયા પછી અને છુટયા પછી પુરી ખાત્રી થઇ હતી કે રતીકાન્ત આ થયા પછી ખોટી વર્તણુક જશે એવી તેઓના મનને પુરી ખાત્રી થઇ તેથી રતીકાન્તની સ્ત્રી મણીને તેડુ કરયું બાદ મણી સસરાજના હુકમથી એકે રવાશે પોતાના પતીના છુટયાની વાત જાણી એકદમ ચાલી આવી મણીના આવ્યા પછી મણીને જોઇ રતીકાન્ત ઘણો શરમાતો હતો કેટલાક દીવસ સુધી શરમને લીધે મણીને બોલાવતો પણ નહોતો તેથી મણી બીચારી પછી પેહેલાની માફક મુઝવણમાં આવી જતી. બાદ એક દીવસ એવો બનાવ બન્યો કે રતીકાન્તના મા બાપો કોઇ કારણસર બાહાર ગએલાં હતાં અને રતીકાન્ત અને મણી બંને એકલાં પોતાના ઘરમાં હતાં તે વખતે મણીને પોતાના મનને એવો વિચાર ધારયો કે માહારા પતી મને મારશે તો ભલે પરંતુ આજ તો તેમને બોલાવવા એમ ધારી મણી ધીમે

આદે આસ્તેથી બોલી પ્રાણુનાથ કેમ આમ આટલા બધા હરદીન કેમ ક્રોપાયમાન રહો છો મેં આપનું શું બગાડ્યું છે. મને શા માટે બોલાવતા નથી માહારો શો વાંક પડરો છે મારી શું કસુર થઇ છે પ્રાણુનાથ જરા તો બોલો આ આપના ચરણકમળની દાસીને જરા તો હેતથી બોલાવો આમ છેક નીરદય કેમ બની ગયા છો મેં આપની સાથે સંબંધ બાંધીને આજ ચાર વરસ થતાં સુધી શું સુખ દીઠું છે સ્વામીનાથ આ દાસીને એક વખત દયાને બોલાવો આટલી આટલી હકીકતતો કહે છે પરંતુ રતીકાન્ત તો મોહોમાથી શર-મનો માર્યો એક પણ સ્વબ્દ બોલતો નથી અને વિચાર કરવા લા-ગ્યો કે રખેને કાંઇ મેણું મારશે રખેને કાંઇ ઠપકો આપશે. એવી તેના મનને ઘણી ચીન્તા હતી તેથી બીચારો મનમાં સમજી રહી બી-લકુલ બોલ્યો નહીં મણીએ તો તે દીવસે ખાસ પોતાના મનને મરવું તકારથી રતીકાન્તના ખોળામાં માથુ મુંકી વિયોગની મારી રડી પડી ત્યારે છેવટે રતીકાન્ત શરમ દુર કરી બોલ્યો તમે જાઓ મને માહારાં ફળ મળી ચુક્યાં છે. હવે તમને બોલાવવાને બીલકુલ લાયક નથી. માટે જાવ હવે હું નીરભાગી પુરી સજા પામી ચુક્યો છું મેં તારા તથા માહારા માબાપોનુ બીલકુલ કહ્યું ન માની કુચ્છંદીબાની દોસની કરી બાપની આબરૂપર કાચી જેલમા જઇ ધેકો પહોંચાડયો છે માટે પ્રીય જાવ હું અભાગીયો તમારા જેવી સદગુણી સ્ત્રીને બોલાવવાને બીલ-કુલ લાયક નથી માટે પ્રીયા જાવ આ પ્રમાણે રતીકાન્તનું બોલવું સાંભળી મણી બોલી. પ્રાણુનાથ આપ આ શું બોલો છો (એમ કહી મણી પોતે વિચાર કરે છે, શું પ્રાણુનાથ આપીજ બોલતા નહોતા હવે તેમને બરાબર બોધ લાગ્યો છે હવે ઠેકાણે બરાબર આવી ગયા છો માટે હવે એ ખોટી ચાલે ચાલતા બીલકુલ અટકશે) એમ ખાત્રી કરી મણી બોલી પ્રાણુનાથ આપ શું શબ્દો બોલ્યા. આપ ગમે તેવી કાળાટીલી લઇ આવ્યા હોય ગમે તેવું મોટું પાપ કર્યું હોય તો પણ હું તમોને કેમ છોડુ પ્રાણુનાથ હવે મને ખાત્રી થઇ ગઇ છે કે આપને પુરી શીખામણ વળી ગઇ છે માટે પ્રાણુનાથ હવેથી બીજા અનીતીના રસ્તા મુકી દઇ આપ સુખમાં દીવસો કહાડો તો આ-પના મનને કોઇ જાતની ચીન્તા રહેશે નહિં પ્રાણુનાથ અણસમજમાં જે થઇ ગયું તેને વિસારી નાંખી, આપ આપના પીતાજીની સાથે દુકાને જઇ ગયેલી આબરૂને પાછી મેળવો કે જેથી સંસારમાં

આપના પીતાજીની માફક આપની આબરૂ વધે આ પ્રમાણે મણીના વચનો સાંભળી રતીકાન્ત બોલ્યો પ્રીયા હવે મને બાહાર નીકળતાં ઘણી શરમ આવે છે માટે હું હવે દુકાને તો બીલકુલ જવાનોજ નથી આ સાંભળી મણી બોલી, પ્રાણનાથ કાંઇ ફીકર નહિં આપ થોડા દીવસ ઘરમાં રહી અભ્યાસ કરો અને બનેલી વાતને બીલકુલ વીસારે મુકીદો પ્રાણનાથ હરરોજ આપનું મન ઉચું જોઇ હું મારા દુઃખની વાતો પણ આપને શું કહું મને મારા પીએર તરફનું અત્યંત્ય દુખ તો હતુંજ ને વળી આપની તરફનું મોહોટું દુઃખ આવી પડયું જેથી હું મારા મનને દબાવી દબાવી રાખી શરમાઇને બેશી રહી છું પરંતુ પ્રાણનાથ આજનો દીવસ મને આપનું ખુશી પણું જોઇ નવા જન્મની માફક લાગ્યો છે તે સાંભળી રતીકાન્ત બોલ્યો વારૂ પ્રીયા માહારે આજથી બીજી કોઇ નઠારી જગોએ જવું પણ નહી અને કોઇ નઠારાની દોસ્તી કરવી પણ નહી એવી આજથી મારી પ્રતીજ્ઞા છે બસ પ્રીયા હવે તું તાહારા મનને રાજી થઇ તે સાંભળી મણી બોલી. હા પ્રાણનાથ.

એમ કહી રતીકાન્તના હાથ પગ દબાવવા મણી બેસી ગઇને પતીની સેવા કરવામાં ગુંથાઇ ગઇ ને તે બંનેના મન એક થયાં અને હરખની વાતો કરવી શરૂ કરી એટલામાં રતીકાન્તના માબાપો રતીકાન્ત માટે ઓચીતાં આવ્યાં એટલે મણી બાહારના ઓરડામાં એકદમ શરમની મારી નીકળી પડી બીચારી મણીને ઘણે વખતે ચારે બાજુના દુખમાંથી આ એક દુખ ઘણી તરફનું દુર થયુ તેથી મણીનું મન હરરોજ પ્રફુલીત રહેતું તેમ રતીકાન્તનું મન પણ પ્રફુલીત રહેતું અને બંને જણા પોતાના દીવસો સુખમાં ગણવા લાગ્યા.

સદ્‌ગુણુ વાંચકો આ નોવેલનો અધુરો ભાગ " મણી અને મેના" નામની નોવેલમાંથી પૂર્ણ સમજાશે.

---

# સમાપ્ત